# મેસ્મેરીઝમ

અથવા

## ઇલ્મ તવજ્જોહ



પ્રસિદ્ધ કર્તાઃ--

ડી૦ લખમીદાસની કંપની.

# મેસ્મેરીઝમ

અથવા

# ઈલ્મ તવજ્જહ.



લેખકઃ યોગેશ.

'હીપ્નોટીઝમ યાને મોહિનીવિદ્યા' ના કર્તા.



પ્રસિદ્ધ કર્તાઃ—

ડી० લખમીદાસની કંપની.

૧૩, પારસી બજાર સ્ટ્રીટ, કોટ.

મુંબઇ.

સંવત ૧૯૭૮.

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यासि कौन्तेय तत्कुरुष्व मदर्पणम्॥

श्रीमद् भगवद्गीता.

इदं पुस्तकं श्रीकृष्णार्पणमस्तु॥

योगेश.

જે કરે, ભોગવે જેહ. જે હોમે, દે જ દાન જે,
જે તપે તપ, કૌન્તેય! તે મ્હને અર્પ સર્વ તું.

શ્રીમદ્ ભગવદ્ગીતા.

આ પુસ્તક શ્રીકૃષ્ણાર્પણ કરૂં છું.

યોગેશ.

# પ્રસ્તાવના.

---

ગુજરાતી ભાષામાં આ વિદ્યાને લગતા જૂજ પુસ્તકો છે. આ દિશામાં મારો પહેલો પ્રયાસ 'હીપ્નોટીઝમ યાને મોહિનીવિદ્યા' નામનું પુસ્તક લખ્યું, તે છે. આ પુસ્તક મારા બીજા પ્રયાસનું પરિણામ છે. પ્રસ્તુત પુસ્તકના છેડે જોડેલા ઉપસંહારમાં સૂચવ્યા મુજબ "આ પુસ્તક વાંચીને થોડાક ગૃહસ્થો પણ આ વિદ્યાનો સારો અભ્યાસ કરી, તેની પ્રગતિમાં સંગીન ભાગ ભજવશે તો હું મારો પ્રસ્તુત પ્રયાસ સફળ થયલો સમજીશ," એવી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરનાર,

શ્રીકૃષ્ણ જયંતિ<br>સાન્તાક્રુઝ.

યોગેશ

ના વંદે માતરમ.

# અનુક્રમણિકા.

પાનું

# મેસ્મેરીઝમ

અથવા

# ઇલ્મ તવજ્જહ.

# પ્રકરણ પહેલું.

---

## મેસ્મેરનું જીવન ચરિત્ર.

---

ફ્રેડરીક એન્ટોન મેસ્મેરનો જન્મ ઈ. સ. ૧૭૩૪ માં જર્મનીમાં રાહીન નદીના કીનારા પરના કોઇ ગામમાં થયો હતો. વીયેના ખાતે તેણે વૈદાંનો અભ્યાસ કર્યો અને ડોકટરની પદવી મેળવી. પદવી લીધા પછી તેણે "મનુષ્ય શરીર પર ગ્રહોની અસર" એ વિષય સને ૧૭૬૬ માં લીધો. સૂર્ય, ચંદ્ર અને બીજા ગ્રહો પોતાના એક જાતના ચંચળ પ્રવાહ વડે જીવતા મનુષ્યો પર અસર કરે છે એવું પુરવાર કરવાનું તેણે માથે લીધું. આ 'ચંચળ પ્રવાહ'ને તેણે "એનીમલ મેગ્નેટીઝમ" યાને "પ્રાણીઓને આકર્ષવાની શક્તિ" કહી. થોડા વખત પછી મેસ્મેરે ખગોળવેત્તા જેસ્વીટ ફાધર હેલની ઓળખાણ કરી, જે ૧૭૭૪ માં વીયેનામાં આવીને વસ્યો હતો અને લોહચુંબક વડે બિમાર શખ્સોને સાજાં કરતો હતો. આ પ્રયોગો જોઇને મેસ્મેરને પોતાના ગ્રહોના સિદ્ધાંત અને આ લોહચુંબકના સિધ્ધાંત વચ્ચે મળતાપણું દેખાયું. કેટલાક પુસ્તકોમાં જણાવ્યા મુજબ

મેસ્મેર પાછળથી ઉપર જણાવેલા જેસ્વીટ ફાધરને મળ્યો અને તેણે જોયું કે લોહચુંબક વગર પણ તે દરદો મટાડી શકતો હતો. બીજી વાત એવી છે કે એક દિવસ મેસ્મેર એક દરદીના લોહીવહેતા ઘાનો ઉપચાર કરવા માટે પોતાનું લોહચુંબક લેવા ઉઠયો પણ અચાનક તેનો હાથ ઘા પરથી પસાર થયો અને તેને માલમ પડયું કે લોહચુંબક વડે જેવી અસર જખ્મ પર થાય તેવી જ અસર પેલા દરદીના ઘા પર થઇ. ગમે તે વાત ખરી હો પણ મેસ્મેરે લોહચુંબકનો ઉપયોગ બંધ કર્યો અને માત્ર માર્જનો (Passes) પર જ તેણે આધાર રાખ્યો. તેણે એવું જાહેર કર્યું કે અખિલ વિશ્વમાં એક જાતની આકર્ષણશકિત છે અને ખાસ કરીને મનુષ્યોની નાની મોટી બધી નસોમાં તે છે.

મેસ્મેરે તો દરદો મટાડવાના પ્રયોગો ધમધોકાર શરૂ કરી દીધા અને તેનો હેવાલ વીયેનાના વર્તમાનપત્રોમાં પ્રકટ થયો. કેટલાકોએ તો વળી સાહેદી આપી કે તેઓના દરદો મટાડવામાં આવ્યા હતા. મ્યુનીચના વિજ્ઞાનમંદિરના મુખ્ય અધ્યાપક ઓસ્ટરવૉલ્ડ અને ગણિતના અધ્યાપક બેનરે પણ આ વાતની સાક્ષી પુરી. ઓસ્ટરવૉલ્ડને લકવો હતો અને બેનરને આંખનું દરદ

હતું. પણ મેસ્મેરના વતનના પંડિતોએ તો તેના પ્રયોગો માન્ય રાખ્યા નહિ.

૧૭૭૫ માં મેસ્મેરે યુરોપની બધી મહાપાઠશાળાઓને પત્ર લખ્યો પણ કોઇ પાઠશાળા તરફથી તેના પત્રનો ઉત્તર મળ્યો નહિ.

૧૭૭૮ માં મેસ્મેરે વિયેના છોડયું અને પેરીસ ગયો. વિયેના છોડયાનું કારણ બરાબર બહાર આવ્યું નથી પણ તબીબી વિદ્યાવાળાઓથી વિરૂદ્ધ પડવાથી તેને વિયેના છોડવું પડયું હોય, એ સંભવિત છે. પ્રથમ તો તે પેરીસમાં ગરીબ લત્તામાં રહયો હતો. ૧૭૭૯ માં તેણે 'આકર્ષણ-શક્તિ'ની શોધ પર એક નિબંધ પ્રકટ કર્યો. તેમાં તેણે પોતાનો ૨૭ મુદ્દાવાળો સિદ્ધાંત રજુ કર્યો. આથી તને પોતાના પ્રયાસમાં સફળતા મળી. શરૂઆતમાં જ તેણે ડેસલન નામના એક આગેવાન તબીબને પોતાના સિદ્ધાંતમાં માનતો કરી દીધો. રફતે રફતે દરદીઓ અને વિદ્યાર્થીઓ તેને ત્યાં મોટી સંખ્યામાં આવવા લાગ્યા. બધાને મોહનિદ્રામાં પડવાની હોંશ થવા લાગી અને મેસ્મેરની ઘરાકી એટલી બધી વધી પડી કે તેને એક મદદનીશ માણસ રાખવો પડયો અને 'બેકે' નામનું એક યંત્ર તૈયાર કરવુ પડયું, જેની મદદ વડે ત્રીસથી વધારે શખ્સોને એક સાથે મુગ્ધ

કરી શકાતા. આ 'બેકે' કેવું હતું તેનુ વર્ણન એક અંગ્રેજી પુસ્તકમાં નીચે મુજબ આપવામાં આવ્યું છે:—

"એક મોટા ઓરડાની વચ્ચોવચ્ચ લાકડાનો એક દાબડો રાખવામાં આવતો, જેની આજુ-બાજુ કપડાંના જાડા પરદા લટકાવવામાં આવતા. જેમાં થઇને માત્ર ઝાંખો પ્રકાશ દાખલ કરવામાં આવતો. આ આખા યંત્રનું નામ "બેકે." આ દાબડાને તળીયે કાચની અને લોખંડની ભુકીના પડ પર આખી બાટલીઓ એવી રીતે ગોઠવવામાં આવતી કે બધી બાટલીઓનો ઉપલો ભાગ મધ્ય-બિંદુ તરફ રહેતો. વળી સામી દિશામાં બાટ-લીઓ ગોઠવવામાં આવતી, જેનો ગળાનો ભાગ દાબડાની કીનારી તરફ રહેતો. આ બધી વસ્તુઓને પાણીમાં ડુબેલી રાખવામાં આવતી. દાબડાના ઢાંક-ણામાં કેટલાક છિદ્રો રાખવામાં આવતા, જેમાં લોખંડના વળેલા સળીયાઓ ગોઠવવામાં આવતા. આ સળીયાઓ દરદીઓના હાથમાં આપવામાં આવતા, જેઓને 'બેકે'ની આસપાસ કેટલીક હારોમાં બેસાડવામાં આવતા અને દરેકને એક બીજાના હાથમાં હાથ આપી બેસવાનું કહેવામાં આવતું તથા દોરડાં પણ તેઓના શરીરની આસ-પાસ વીંટવામાં આવતા, આ પ્રમાણે દરદીઓ

બેસી જતા કે તરત જ બાજુની ઓરડીમાં મુકવામાં આવેલા પીયાનો કે હારમોનીયમનો સુંદર સરોદ શરૂ થતો અને કોઇ કોઈ વખત આ સંગીતની સાથે કોઇ માણુસ ગાયન પણ ગાતો ખરો. ઓરડાની સંપૂર્ણ શાંતિ, આકર્ષક સંગીત, 'બેકે'નું ખેંચાણ વિગેરેથી આસપાસ બેઠેલા દરદીઓ પર ઘણો કુતૂહલોત્પાદક દેખાવ રજુ થતો.

રેશમનો ઝભો પહેરી મેસ્મેર આ દરદીઓની વચ્ચે આમથી તેમ ફરતો. તે પોતાના હાથમાં લાંબો લોખંડનો સળીયો રાખતો, જે દરદીઓના શરીરને તે અડકાડતો અને ખાસ કરીને જે અવયવ રોગવાળું હોય તે અવયવ પર જ તે પોતાની 'જાદૂકી લકડી' લગાડતો. વળી તે વારંવાર પોતાની 'લકડી' બાજુએ મુકી દેતો અને આંખો વડે તાકી રહેતો કે રોગવાળા ભાગ ઉપર અને પેટના નીચલા ભાગ પર હાથો ફેરવતો. વળી તે કોઇ કોઇ વખત કલાકો સુધી માર્જનો કર્યા કરતો.

આ જાતની તેની ક્રિયાથી જુવાન સ્ત્રીઓ પર એટલી બધી અસર થતી કે તેઓ વારંવાર મોહનિદ્રામાં જવાનું પસંદ કરતી. તેઓ વારંવાર મેસ્મેરની પછવાડે ભમ્યા કરતી અને પોતાને મુગ્ધ કરવાની મેસ્મેરને આજીજી કરતી. આવી

રીતે મેસ્મેરની પદ્ધતિએ ટુંક વખતમાં ઘણા લોકોનું ધ્યાન ખેંચ્યું. આથી તેની નાની જગ્યા ઘણી ઓછી પડવા લાગી, એટલે મેસ્મેરે 'હોટેલ બુલીયન' નામનુ મકાન ભાડે રાખ્યું, જ્યાં તેણે ચાર 'બેકે' ગોઠવ્યા અને તેમાંનું એક ગરીબો માટે મફત રાખ્યું. આટલો બંદોબસ્ત કરવા છતાં લોકોનો ધસારો તો તેટલો જ રહ્યો એટલે રૂ બોંડી નામના રસ્તાને છેડે આવેલા એક ઝાડ પર પોતાનો પ્રયોગ અજમાવવાનું તેણે માથે લીધું અને હજારો બિમાર શખ્સો તે ઝાડ પાસે જતા અને તેની ડાળીએ લટકાવેલા દોરડાને, પોતાનું દરદ મટી જશે એવી આશામાં વળગી રહેતા. આ રીત કેટલાક શખ્સોના દરદો મટાડવામાં અસરકારક નિવડી ખરી પણ મેસ્મેરના અંગત ઉપચાર જેવી અસરકારક તો નહિ જ.

મેસ્મેરના આ ઉપચારવિધિ તરફનું ખેંચાણ લાંબો વખત ચાલ્યું નહિ અને જાત જાતની મુશ્કેલીઓ ઉભી થવા લાગી. જ્યારે તે પેરીસ ગયો હતો ત્યારે તેણે વિજ્ઞાનમંદિરના વહાને તથા તબીબી વિદ્યાની રાજસંસ્થાને તેના પ્રયોગો વિષે તપાસ ચલાવવાની અરજ કરી હતી. આવી જાતની તપાસ માટે મેસ્મેરે જે શરતો રજુ કરી તે તપાસ કરવાવાળાઓએ કબુલ રાખી નહિ અને

ગુસ્સે થઇને તેઓ ચાલ્યા ગયા. મોંશ્યોર ડીવો-જેમ્સના પ્રમુખપણા હેઠળ બીજી એક સમિતિ તપાસ કરવા બેઠી, જેના બધા સભાસદો મેસ્મે-રના વિરોધી હતા. કોઇ સંગીન તપાસ કર્યાં વગર તેને વખોડી નાખવામાં આવ્યો અને તે ઉપરાંત તેને ધમકી આપવામાં આવી કે તે પોતાની રીતોમાં સુધારો કરે નહિ તો વૈદ્ય તરી-કેનો તેનો પરવાનો છીનવી લેવામાં આવશે. આવી ધમકીના સબબે મેસ્મેરે ફ્રાન્સ છોડયું.તે ફ્રાન્સમાં રહે એ શરતે ફ્રેન્ચ સરકારે તેને ૨૦૦૦૦ ફ્રેન્કનું પેન્શન આપવાનું કહ્યું છતાં તે પેરીસ છોડીને ચાલ્યો ગયો.

તે ટુંક વખત માટેજ ફ્રાન્સની બહાર રહ્યો. તેના અનુયાયીઓ તેનો દ્રવ્યલોભ સારી રીતે જાણતા હતા એટલે તેઓએ ૧૦૦૦૦ લુઇનો એક ફાળો એકઠો કર્યો અને એ રકમના બદલામાં ભાષણો આપવા માટે તેઓએ મેસ્મેરને ફ્રાન્સ પાછો બોલાવ્યો. મેસ્મેરે પોતાના ભાષણોમાં પોતાની શોધનો કઇ ખુલાસો કર્યો નહિ, જેથી ગુરૂ અને ચેલાઓ વચ્ચે ફાટફુટ પડી. પોતાના ભાષણોમાં તેણે ૧૭૭૯ માં પ્રકટ કરેલા ૨૭ સિદ્ધાંતો ઉપરાંત વધુ કંઇ જણાવ્યું નહિ.

છેવટે સરકાર વચ્ચે પડી અને ૧૭૮૪ માં તેની વિદ્યા વિષે તપાસ ચલાવવાને એક સમિતિ નીમી. સમિતિના સભાસદો તપાસ કર્યા પછી એવા નિર્ણય પર આવ્યા કે (મેગ્નેટીઝમ) આકર્ષણ-શકિત, અનુકરણ, કલ્પના અને સંસર્ગના પરિણામે જન્મે છે. સમિતિનો આ નિર્ણય બહાર પડયા પછી મેસ્મેરે કાયમ માટે પેરીસ છોડયું અને જર્મની ગયો. ત્યાં તેણે કેવું જીવન ગાળ્યું તે વિષે કોઇ પકકી ખબર મળતી નથી. ૧૮૧૫ માં મેસ્મેરીઝમનો કહેવાતો આદ્ય સંશોધક ૮૧ વર્ષની બુઝર્ગ વયે પોતાની જન્મભૂમિ જર્મનીમાં મરણ પામ્યો.



# પ્રકરણ બીજું.

---

## મેસ્મેરીઝમ શું છે?

---

આપણા દેશમાં અને ખાસ કરીને ગુજરાતમાં મેસ્મેરીઝમ વિષે બહુ ઓછું સંભળાય છે અને તે વિષેનું જ્ઞાન પણ બહુ પ્રચલિત હોય એમ જણાતું નથી. કદાચ કોઈ રડયોખડયો વિધાયક કે મેસ્મેરીસ્ટ મેસ્મેરીઝમનો પ્રયોગ કરતો નજરે પડશે તો તે પ્રયોગ જોનારા લોકો તો એમજ માનશે અને એવો મત આપશે કે એ માણસે બીજા માણસ પર જાદુ કર્યું અને એ પોતે જાદુગર છે. મેસ્મેરીઝમ વિષે જ્યાં આવું બોલાય છે ત્યાં તેનું પદ્ધતિસર જ્ઞાન પ્રચલિત હોય એ વાત સંભવિત નથી.

મેસ્મેરીઝમ અંગ્રેજી શબ્દ છે અને 'મેસ્મેર' નામના એક શખ્સ ઉપરથી એ શબ્દ ઉપજાવી કાઢવામાં આવ્યો છે. મેસ્મેરનો જન્મ જર્મનીમાં થયો હતો. કેટલાક લોકોનું એવું માનવું છે કે મેસ્મેર મેસ્મેરીઝમ નામની ગુહ્ય વિદ્યાનો આદ્ય સંશોધક હતો પણ ખરી રીતે જોતાં એ માન્યતા

અસત્ય છે. એ માન્યતામાં સત્યાંશ આટલો છે કે તેણે 'મેસ્મેરીઝમ,' જે વિદ્યા પ્રાચીન કાળથી હિંદ તથા ઇતર દેશોમાં પ્રચલિત હતી, તેને યુરોપમાં ખુબ જાણીતી કરી દીધી. મેસ્મેરની પહેલાં કાર્ડેનસ નામના એક ગૃહસ્થે ઇ. સ. ૧૫૦૧ માં મેસ્મેરીઝમના પ્રયોગો કર્યા હતા અને ઇ. સ. ૧૬૪૯ માં વીલીયમ મેક્ષવેલ નામના એક અંગ્રેજે આ વિદ્યાના કેટલાક મૂળતત્ત્વો લખ્યા. આ જ મૂળતત્ત્વો પાછળથી મેસ્મેરે જાહેરમાં આણ્યા. આ પ્રમાણે મેસ્મેરીઝમને ખુબ પ્રસિદ્ધ કરનાર તથા તે વિદ્યાની અદ્દભુતતા જાહેરમાં આણનાર પ્રથમ શખ્સ મેસ્મેર હતો એ વાત નિઃશંક છે પણ મેસ્મેર મેસ્મેરીઝમનો સંશોધક તો ન્હોતો જ.

મેસ્મેરીઝમ શું છે એ સમજાવીને એ વિદ્યા માટે આપણી ભાષામાં કયો શબ્દ બરાબર અર્થસૂચક છે તે આપણે શોધી કાઢીશું. દરેક મનુષ્યના શરીરમાં આત્મા તો છે જ. આત્મા પરમાત્માનો અંશ ધરાવે છે. એ પરમજ્યોતિમય પરમાત્માના મહાન્ અને શાશ્વત તેજનો અંશ આત્મામાં સમાયેલો છે. એ અંશ પૂરેપૂરો કેળવાયલો નહિ હોવાથી પૂર્ણપણે પ્રકાશિત હોતો નથી. આ અંશને, તેજને કે ખેંચા-

ણને ઓજસ્ કહીશું. ઓજસ્નું એવું લક્ષણ છે કે બીજાના આત્મામાં રહેલા ઓજસ્ અને તેની વચ્ચે ખેંચાણની શક્તિ છે. આ ખેંચાણશક્તિ હરેક મનુષ્યને કુદરત તરફથી બક્ષાયેલી છે. પરંતુ તેનો કેવી રીતે અને કેવો ઉપયોગ કરવો યા તો તેને કેમ ખીલવવી એ જૂજ લોકો જ જાણે છે. ઉપર વર્ણવેલી ખેંચાણશક્તિનો ઉપયોગ કરવાના તથા બીજા મનુષ્યને પોતાના કાબુમાં લાવી શકાય એટલી હદ સુધી તે શક્તિની ખિલવણી કરવાના જ્ઞાનને મેસ્મેરીઝમ કહે છે. હવે સ્પષ્ટ છે કે મેસ્મેરીઝમ એ આત્મા અથવા પ્રાણમાં રહેલી ખેંચાણ શક્તિનો વિનિમય અથવા પ્રયોગ કરવાની વિદ્યા છે. આત્મા અથવા પ્રાણના ઓજસ્ વડે થતા પ્રયોગોની વિદ્યાને સાક્ષરવર્ય મણિભાઈ નભુભાઇએ 'પ્રાણવિનિમય' એવું નામ આપ્યું છે. તે શબ્દ અર્થસૂચક છે તેમ જ 'પ્રાણપ્રયોગ' એ શબ્દ પણ વપરાસમાં છે, જે પણ પૂરેપૂરો અર્થસૂચક છે. પ્રાણવિનિમય એટલે પ્રાણની લેવડદેવડ એવો ખરો અર્થ થાય છે. તે જ પ્રમાણે પ્રાણપ્રયોગનો પ્રાણની સાથે પ્રાણ વડે કરેલો પ્રયોગ એવો અર્થ કાઢી શકાય. ત્રીજો એક શબ્દ માનસિક યોગ છે. ઉપલા ત્રણ શબ્દોમાંથી ફાવે તે શબ્દ વાંચકો વાપરી શકે

પણ મેસ્મેરીઝમ શબ્દ તો બીલકુલ તે ભાવાર્થ વગરનો છે. એ શબ્દનો વપરાસ, આમ છતાં એટલો દઢીભૂત થઇ ગયો છે કે તેને બદલે બીજો શબ્દ ઘુસાડવાનું અતિ મહેનતનું કામ છે. ફારસીમાં આ વિદ્યાને 'ઇલ્મ તવજ્જહુ' કહે છે.

ખરૂં જોતાં, મેસ્મેરીઝમ એ શબ્દ સાંભળતાં, કોઇપણ શખ્સને દિલથી એમ ન લાગે કે તે અમુક વિદ્યાનું નામ છે. કોઈ સહેલાઇથી એમજ સમજી જાય કે "જૈનીઝમ, બુદ્ધિઝમ, મેહોમેડનીઝમ" વિગેરે 'ઝમ' યાને ધર્મો જેવો તે પણ એક ધર્મ હશે. ખરેખર અંગ્રેજી ભાષાનું અટપટાપણું વિચિત્ર છે. મેસ્મેરીઝમ, વિષે કોઇ એમ પણ સમજી લે કે મેસ્મેરે સ્થાપેલો તે અમુક ધર્મ હશે. એ અર્થ વગરના શબ્દ કરતાં ઉપર રજુ કરેલા ચાર શબ્દો વધારે અર્થસૂચક છે; માટે 'મેસ્મેરીઝમ' એ શબ્દનો ઉપયોગ બંધ કરવાનો ઇલાજ એ જ છે કે આપણે આપણી માતૃભાષાના શબ્દો વાપરવા. કેટલાકને આ સાંભળી અજાયબી પેદા થશે અને કેટલાક ગૃહસ્થો વાંધો ઉઠાવશે કે હું પોતે 'મેસ્મેરીઝમ' શબ્દનો ઉપયોગ કરૂં છું અને બીજાને જૂદી જ સલાહ આપું છું! આમ કરવાનું કારણ એ છે કે મેસ્મેરીઝમનો ઉપયોગ વધારે પ્રચારમાં હોવાથી તે શબ્દથી લોકો

વધારે પરિચીત છે. આથી લોકોને સમજાવવા ખાતર ન છુટકે મારે તે શબ્દ વાપરવો પડે છે. હવેથી આ પુસ્તકમાં આપણી માતૃભાષાના શબ્દોનોજ એટલે 'પ્રાણુવિનિમય' કે 'પ્રાણુપ્રયોગ' કે ફારસી શબ્દ 'ઇલ્મ તવજ્જહુ'નો ઉપયોગ કરવામાં આવશે. હવે એ વિદ્યાને લગતી એક બીજી વિદ્યા વિષે આપણે વાંચીશું.

એ બીજી વિદ્યાને અંગ્રેજીમાં હીપ્નોટીઝમ કહે છે અને ગુજરાતીમાં આપણે તેને મોહિનીવિદ્યા[1] કહીશું કારણ કે શિવ પાસેથી વરદાન મેળવી અસુર ભસ્માસુરે શિવજીના પત્ની પાર્વતીજી ઉપરજ કુદષ્ટિ કરી ત્યારે શિવજીને આ ધમસંકટમાંથી બચાવવા શ્રી વિષ્ણુએ મોહિનીનું સ્વરૂપ ધરી, પોતાની વિદ્યાથી અસુરને ભસ્મીભૂત કરી નાંખ્યો! મોહિનીના સૌંદર્યથી દૈત્ય અંજાઈ ગયો અને તેના સૂચનો પ્રમાણે વર્તવા લાગ્યો. આ સૂચનો મોહિનીવિદ્યાનો મુખ્ય ભાગ છે. આ પ્રમાણે મોહિનીવિદ્યાના આદ્ય સંશોધક શ્રી વિષ્ણુ અથવા મોહિનીનેજ ગણી શકાય. યુરોપના લોકો હિંદુસ્થાનના ઈતિહાસથી તદન અજાણ્યા છે

---

૧ આની વધુ વિગત માટે વાંચો મારૂં 'હિપ્નોટીઝમ યાને મોહિનીવિદ્યા.'

એટલે મોહિનીવિદ્યાનો અને પ્રાણુવિનિમયનો આદ્ય સંશોધક તેઓ મેસ્મેરને ગણે છે.

આ ઉપરથી વાંચકોએ એવો ખ્યાલ બાંધી લેવો નહિ કે હીપ્નોટીઝમ યાને મોહિનીવિદ્યા અને પ્રાણુવિનિમય એકજ વિદ્યા છે. પ્રાણુવિનિમયના પ્રયોગો મેસ્મેર ખુબ કરતો, તે મોહિનીવિદ્યા વિષે કંઇજ જાણતો ન્હોતો. મોહિનીવિદ્યા અને પ્રાણુવિનિમય એકજ જનેતાની પુત્રીયો ગણી શકાય પણ એકજ માની પુત્રીયો સરખા જ ચ્હેરાની હોતી નથી તેમ આ બંને વિદ્યા સરખી નથી. બને વચ્ચે ચોકસ તફાવત છે. તે તફાવત શું છે તે આપણે તપાસીશું.

ઉપલી બન્ને વિદ્યાનો પ્રચાર કરવા માટે યુરોપમાં ત્રણ મોટી શાળાઓ છે :—

૧ મેસ્મેરની શાળા.

૨ નેન્સીની શાળા.

૩ પેરીસ અથવા ચારકોટની શાળા.

મેસ્મેરની શાળાનો એવો મત છે કે મનુષ્યના શરીરમાંથી એક જાતનો ચંચળ પ્રવાહી વહે છે. આ પ્રવાહીને માર્જનો (Passes) દ્વારા બીજા પર નાખવામાં આવે ત્યારે, એકી ટશે જોવાથી અને અત્યંત માનસિક ધ્યાનથી સામા મનુષ્ય પર અસર કરી શકાય છે.

નેન્સીની શાળાનો એવો મત છે કે આ ગૂહ્ય વિદ્યાનો પાયો 'સૂચનો' (Suggestions) છે અને માનસિક કાર્યથી એ વિદ્યાના પ્રયોગો કરી શકાય છે.

પેરીસની શાળા ઉપલી બન્ને શાળાઓથી જુદા પ્રકારની છે. એનો મત એવો છે કે મોહિનીવિદ્યાથી આણેલી સ્થિતિ, ખેંચાણને લીધે કે સુચનોને લીધે ઉદ્ભવતી નથી પણ એ એક જાતનો રોગ છે.

ઉપલી ત્રણ શાળાઓમાંથી પેરીસની શાળાનો મત બહુ માન્ય નથી પણ આગલી બે શાળાઓના મતના ઘણા અનુયાયીઓ છે. નેન્સીની શાળા 'સૂચનો' પર બહુ આધાર રાખે છે અને આ ગૂહ્ય વિદ્યાને એ શાળા 'હીપ્નોટીઝમ' એવું નામ આપે છે. મેસ્મેરની શાળા 'માર્જનો' પર વધારે આધાર રાખે છે અને એ શાળા આ ગૂહ્ય વિદ્યાને મેસ્મેરીઝમ કહે છે.

કેટલાક હીપ્નોટીઝમના પ્રયોગો કરનારા માર્જનોનો ઉપયોગ કરે છે અને કેટલાક માત્ર સૂચનો ઉપર જ આધાર રાખે છે પરંતુ મેસ્મેરીઝમવાળા, એટલે મેસ્મેરના અનુયાયીઓ સૂચનોનો બીલકુલ

ઉપયોગ કરતા નથી અને પોતાના પ્રયોગોની સિદ્ધિનો આધાર માર્જનો પર છે એમ તેઓ માને છે.

આ ઉપરથી મોહિનીવિદ્યા (Hypnotism) અને પ્રાણુવિનિમય (Mesmerism) વચ્ચે શો તફાવત છે એ વાંચકો સમજી ગયા હશે. મોહિનીવિદ્યામાં સૂચનક્રિયા મૂળ આધારરૂપ છે જ્યારે પ્રાણુવિનિમયમાં માર્જનક્રિયા મૂળ આધાર રૂપ છે. બન્નેના પ્રયોગો કરતાં પહેલા મનની એકાગ્રતા અગત્યની છે. આ વિદ્યાને બાજુએ મુકીએ તોપણ દૂનીયામાં કયું કામ છે, જે મનની સંપૂર્ણ એકાગ્રતા વગર સંપૂર્ણ રીતે સફળ થાય? મનની એકાગ્રતા ફત્તેહની મૂર્તિ છે અને ફત્તેહ ઇચ્છનારા દરેક શખ્સે એની સાધના કરવી જોઇએ.

પ્રાણુવિનિમય શીખવાનો આરંભ કરતાં પહેલાં અભ્યાસીઓએ નીચેની તૈયારીઓ કરવી જોઇએ, નહિ તો તેઓનો પ્રયાસ અફળ જશે :—

પ્રથમ જરૂરીયાત મનની એકાગ્રતા સાધવાની શક્તિની છે. તમારી ઇચ્છાના ગૂલામ ન થતાં, તમારે તેને કાબુમાં આણુવી જોઇએ. તમારૂં શરીર તદ્દન નીરોગી હોવું જોઇએ. તંદુરસ્તીમાં

જેટલી ખરાબ હશે એટલે દરજ્જે તમારી ખેંચાણુશકિત કમજોર રહેશે. આવી સ્થિતિમાં જયારે તમે તમારા પોતાના ઉપર અસર કરવાની શકિત ધરાવતા નથી ત્યારે ભાગ્યેજ બીજા ઉપર અસર કરવાની આશા તમે રાખી શકો.

બીજી જરૂરીઆત આત્મશ્રદ્ધા એટલે તમારી શકિતમાં વિશ્વાસ રાખવાની છે. તમે તમારી પોતાની જાત ઉપર શ્રદ્ધા રાખો અને આથી વિધેય પર તમારા વિષે શ્રદ્ધા ઉપજાવવા તમે શકિતમાન નિવડશો.

સંપૂર્ણ તંદુરસ્તી મેળવવા આરોગ્યના નિયમો પાળો અને સૌથી વધુ જરૂરીઆતનું એ છે કે તમારૂં શરીર એકદમ સ્વચ્છ રાખો. કપડાં પણ ચોખ્ખાં પહેરો. વાળ, હાથો, નખો વિગેરે એકદમ સ્વચ્છ હોવાં જોઇએ. જો હાથો અને નખ મલિન હશે તો પ્રાણુવિનિમયનો પ્રયોગ કરતી વેળાએ તમે માર્જનો કરશો ત્યારે ઓજસ્ તમારી આંગળીયોમાંથી વહેશે નહિ અને તમારા વિધેય પર કશી પણ અસર થશે નહિ. જો તમે મોહનીવિદ્યાનો પ્રયોગ કરતા હશો અને તમારૂં શરીર કે શરીરનો કોઇપણ ભાગ અસ્વચ્છ હશે તો તમારી મલિનતા જોઇ તમારો વિધેય તમારી મલિનતા માટે તિરસ્કારનું સૂચન લેશે.

નિયમસર કસરત લેવી એ અતિ અગત્યનુ છે. ખોરાક સાદો અને પોષ્ટિક લેવો. કોઇપણ જાતના વ્યસનથી દૂર રહેવુ જોઇએ.

એક વખત ફરીથી વાંચકોને જણાવવાની રજા લઉં છું કે આત્મશ્રદ્ધા માત્ર સંપૂર્ણ આત્મ-સંયમથી મેળવી શકાય છે. જો સંપૂર્ણ આત્મ-સંયમ એક મનુષ્યમાં હોય તો જાણવું કે પોતાની ઇચ્છાશકિતને તેણે પૂરેપૂરી કેળવીને વ્યવસ્થિત બનાવી છે.

ઇચ્છાશકિત, મનુષ્યમાં રહેલી કેટલીક અદ્‌-ભૂત શકિતઓ માંહેલી એક છે. ઇચ્છાશકિતનું શસ્ત્ર હાલમાં કાંઇ નવું શોધાયેલું નથી પણ મનુષ્યના જન્મ સાથેજ તેનો પણ જન્મ થાય છે. અમુક કાર્યને ફત્તેહમંદ બનાવવાની ઉગ્ર ઇચ્છા રાખવી એ ઇચ્છાશકિતનો ઉપયોગ કર્યો કહી શકાય. આત્મશ્રદ્ધા હોય તો ઇચ્છાશકિત તમારા કાબુમાં આવી જશે માટે આત્મ-સંયમ રાખતા શીખી આત્મશ્રદ્ધા મેળવો, જેથી માત્ર પ્રાણવિનિમયના પ્રયોગોમાં નહિ પણ આ દુની-યાના સર્વે કાર્યોમાં તમે સફળ થવા પામશો.

ઉપલી જરૂરીયાતને પુગી વળ્યા પછી જ મહત્વાકાંક્ષી અભ્યાસીયોએ પ્રાણુવિનિમયનું જ્ઞાન મેળવવાનો આરંભ કરવો જોઇએ.



# પ્રકરણ ત્રીજું.

## પ્રાણવિનિમય વિષે વધુ માહિતી,

પ્રાણવિનિમયનો કહેવાતો આદ્ય સંશોધક મેસ્મેર ખરૂં જોતાં એ વિદ્યાનો સંશોધક ન્હોતો. પ્રાણવિનિમય મેસ્મેર પહેલાં પ્રચલિત હતો, એ બાબત આપણી યોગવિદ્યા પરથી પુરવાર થાય છે. વળી મોહિનીએ દૈત્ય ભસ્માસુરને બાળી નાખવાને એ વિદ્યાનો ઉપયોગ કર્યો હતો એ ઉપલી બાબતની સાબીતી આપે છે. પ્રાચીન કાળના મિસરના લોકોમાં, ગ્રીક લોકોમાં અને રોમન લોકોમાં પ્રાણવિનિમયની વિદ્યા જાણીતી હતી. એવું પણ કહેવાય છે કે પુરાણા યાહુદીયો અને ઇસરાયેલો એ વિદ્યા જાણતા હતા.

કોઇ કહેશે કે એ વિદ્યા જો પુરાતન સમયથી હિંદુસ્થાનમાં હતી તો પાછળથી તેના વિશે કશું પણ કેમ સંભળાતું ન્હોતું. આનો ખુલાસો એ છે કે આપણા ઋષિમુનીયો આ વિદ્યા જાણતા હતા ખરા પણ તેમના મત પ્રમાણે તેઓ એ વિદ્યા લાયકનેજ શીખવતા અને તે પણ ગુપ્ત રીતે.

આ પ્રમાણે ઘણાને પ્રાણુવિનિમયનું જ્ઞાન હતું પણ તેનાં નામ, ઉત્પત્તિ અને પદ્ધતિસર જ્ઞાન વિષે કોઈએ કદાપિ વિચાર કર્યો હોય એમ ભાસતું નથી. પ્રાણુવિનિમયમાં મનની એકાગ્રતા અને ઈચ્છાશક્તિની આવશ્યકતા છે, જે બન્ને ગુણોની અગત્ય યોગવિદ્યામાં પણ તેટલીજ છે. યોગીયો અને ઋષિયોને પ્રાણુવિનિમયનું જ્ઞાન ફરજીયાત સંપાદિત કરવું પડતું હતું અને સંસારીયોને તેવા જ્ઞાનથી દૂર રાખવામાં આવતા હતા.

પ્રાણુવિનિમયની વિદ્યા હિંદુસ્થાનમાંથી અરબસ્તાન અને ઇરાન થઇને યુનાનમાં ગઇ લાગે છે. યુનાનમાંથી મિસર અને રોમમાં તેનો પ્રચાર થયો હશે. આ રીતે એ વિદ્યા યૂરોપમાં મેસ્મેર પહેલાંની પ્રચલિત હતી. ઇશુ ખ્રીસ્ત પોતે હિંદુસ્થાનમાંથી પ્રાણુવિનિમય અને યોગવિદ્યાનું જ્ઞાન સંપાદન કરી ગયા હતા. પ્રાણુવિનિમયના પ્રાબલ્યથી તેઓ લોકોના દરદો સાજા કરતા હતા, એવી માહિતી બાઈબલમાંથી મળી આવે છે. મોઝીઝ યુનાનમાં ઉછરેલો હતો અને ત પણ પ્રાણુવનિમય જાણતો હતો. તેણે ઘણા બિમારોને હાથ ફેરવી સાજા કરેલા, એમ બાઇબલમાં સ્પષ્ટ લખેલું છે.

પ્રાણુવિનિમય વિદ્યા મેસ્મેરે યૂરોપમાં ખુબ જાણીતી કરી દીધી ખરી પણ એ વિદ્યાને પિશાચી વિદ્યા ગણી કાઢી ધાર્મિક લોકો તેનાથી હમેશાં દૂર રહેતા. આવી સ્થિતિ અમેરીકામાં હમણાં સુધી હતી. દેવળમાં પાદરીયો ઉપદેશ આપતા કે પ્રાણુવિનિમયની વિદ્યા મેલી અને અપવિત્ર વિદ્યા છે અને એ વિદ્યામાં શયતાનનો અંશ છે. ધાર્મિક કારણો આડાં ધરી પાદરીયો એ વિદ્યા સામે લોકોને ભડકાવતા અને એમ છતાં જો કોઈ એ વિદ્યાનો અખતરો અજમાવતો તો તે શખ્સનો ધર્મથી બહિષ્કાર કરવામાં આવતો હતો. આવી સ્થિતિ હમણાં સુધી હતી પણ હવે તો જેટલો વિરોધ એ વિદ્યા માટે અમેરીકામાં બતાવવામાં આવતો હતો તેટલોજ રસ તે માટે બતાવવામાં આવે છે.

યૂરોપમાં પણ ધાર્મિક સબબો આગળ ધરી ઈલ્મે તવજ્જહુથી લોકોને દૂર રાખવામાં આવતા હતા. લોકોના મગજમાં શયતાનની બાબતો એટલી બધી ઠસાવવામાં આવી હતી કે તેનો ખ્યાલ આપણને આવવો પણ મુશ્કેલ છે છતાં પણ રેવ. જી. સેંડબીના "મેસ્મેરીઝમ અને તેના વિરોધીયો" એ નામના પુસ્ત-

કમાંથી થોડાક ઉતારા આપણે વાંચીશું, જે ઉપરથી વાંચકો તે વખતનો ખ્યાલ બાંધી લેશે.

"શયતાન પહેલા બુઢ્ઢી સ્ત્રીનું રૂપ ધરીને આવે છે, અમુક ઝાડના પાંદડાઓનો ઉપયોગ કરીને દુઃખતી આંખો સાજી કરે છે.

"પછી શયતાન પાદરીના રૂપમાં આવે છે અને બધાનો તાવ મટાડે છે.

"પછી શયતાન એક મોટા ડૉકટરના રૂપમાં આવે છે અને 'શીળી કાઢવાના' ઉપાયથી હજારો બાળકોને બચાવે છે.

"છેક છેલ્લે શયતાન આજકાલના મેસ્મેરાઇઝર—પ્રાણવિનિમય જાણનારના રૂપમાં આવે છે, જે કેટલીક દુઃખદ પીડાઓ પોતાની શકિતથી દૂર કરે છે અને દવાથી ન મટે એવા માનસિક દરદો પણ મટાડે છે."

ઉપલા ઉતારાથી વાંચકો સમજી શકશે કે ત્યાંના લોકો પ્રાણવિનિમયના પ્રયોગો કરનારને શયતાન માને છે કારણ કે કોઈપણ જાતની દવા વગર, ન મટી શકે એવા દરદો તે સાજા કરે છે. યૂરોપના લોકો આપણા દેશના લોકોને વહેમી કહીને હસી કાઢે છે પણ તેઓ પોતે કેટલા વહેમી છે?

આપણા દેશમાં પ્રાણવિનિમય જેવી પવિત્ર વિદ્યા ઉપર એવા ખોટાં કલંકો નાખવામાં આવ્યા નથી. એવી કુદરતી બક્ષીસ તરફ અન્યાય કરવા જેટલો ઉદ્ધત ભારતમાતાનો પુત્ર કદાપિ થશે નહિ. યોગ અને પ્રાણાયામ જ્યાંત્યાં આપણા દેશમાં નજરે પડે છે અને પ્રાણવિનિમય જેવી વિદ્યાથી આપણે ભડકીએ એ સંભવિત નથી. છતાં કોઇ અજ્ઞાન માણસોના ખ્યાલમાં એવા વિચારો રહી ગયા હોય કે સાધારણ માણસો અદ્ભૂત પ્રયોગો કરે એ જાદુ કે એવા પ્રકારની કોઈ મેલી વિદ્યાની મદદથી થઈ શકે તો હું તેમને આ ક્ષણે એક-ચિત્ત થઇ સઘળી બાબતનો ફરી વિચાર કરી જવા કહીશ. આગળનું લખાણ બરાબર ધ્યાનમાં ઉતારવા હું તેમને સલાહ આપીશ. આટલું કર્યા પછી મારી સંપૂર્ણ ખાતરી છે કે તેમના એ ખોટા ખ્યાલો ચાલ્યા જશે અને પોતાનામાં ગુપ્ત રહેલી ખેંચાણ શકિતનું તેમને જ્ઞાન થશે. માટે હવે સિદ્ધ થયું છે કે પ્રાણવિનિમય એ ઈશ્વર તર-ફથી બક્ષાયેલી મનુષ્યમાં રહેલી પવિત્રમાં પવિત્ર શકિત છે. એ શકિતને પૂરેપૂરી ખિલવવાથી અદ્-ભૂત પ્રયોગો કરી શકાય છે અને અતિશય ભયંકર દરદો પણ મટાડી શકાય છે. એક પ્રાણ-વિનિમય પ્રયોગકર્તા જેવા પ્રયોગો કરી શકે

તેવાજ પ્રયોગો કરવાની શકિત તમારામાં રહેલી છે; તેનો ઉપયોગ કરતાં તમને આવડતો નથી, એટલોજ તફાવત તમારી અને એની વચ્ચે છે.

આ ગુપ્ત વિદ્યા શીખવા માટે શું શું અગત્યનું છે એ આપણે આગલા પ્રકરણમાં વાંચી ગયા છીએ હવે હું તમારૂં ધ્યાન એક બાબત પર ખેંચવા ઇચ્છું છું; એ બાબત એ છે કે ઘણા શખ્સો આ વિદ્યાને શીખી પોતાનો સ્વાર્થ સાધવાની સાથે તેનો દુરૂપયોગ કરે છે. આ વાત અત્યંત શોચનીય છે. આ પુસ્તક પરથી પ્રાણવિનિમય શીખનારા દરેક અભ્યાસીને હું ચેતવણી આપું છું કે તમારી ઈશ્વરદત્ત બક્ષિસનો કદાપિ ગેરઉપયોગ કરતા નહિ કારણ કે તેમ કરવાથી કર્મનું ફળ મળ્યા વગર રહેતું નથી. જેવી કરણી તેવી પાર ઉતરણી. વાવશો તેવું લણશો. આ ટૂંકા પણ અત્યંત અર્થપૂર્ણ આજ્ઞાવચનો તમારા હૃદયમાં અત્યારથીજ કોતરી રાખો અને ભવિષ્યમાં લાલચો જ્યારે અતિશય વધી પડે અને તમે મતલબના દોરાયા આડે રસ્તે જવાના ભયમાં આવી પડયા હો ત્યારે ઉપલા આજ્ઞાવચનોનું સતત્ સ્મરણ કરજો અને કુપંથેથી તમને દુર રાખવા ઈશ્વરને શ્રદ્ધાપૂર્વક પ્રાર્થજો. અમેરીકામાં

ઘણા ચોરો અને ધાડપાડુઓ પ્રાણુવિનિમયની મદદથી મોટી મોટી ચોરીઓ કરે છે એવી માન્યતા છે; પણ ચોરી કરીને આ દુનીયામાં કોણ તવંગર થવા પામ્યું છે? એ લુચ્ચા ચોરોનો આખરે ભુરો ફેજ થાય છે અને હાથનાં કર્યાં હૈયે વાગે છે. આ સબબને લીધે વાંચકો! તમારા સ્વાર્થો સાધવા માટે જો આ પવિત્ર વિદ્યા શીખવાનો તમે ઇરાદો રાખતા હો તો કૃપા કરીને હમણાંજ આ પુસ્તકને વાંચવું બંધ કરી દેજો અને કાયમ માટે એ વિદ્યાને શીખવાનો વિચાર માંડી વાળજો. આ સૂચના ઉપર હું ઘણો ભાર મૂકું છું એનું કારણ એટલું છે કે મનુષ્ય સ્વભાવ જ એવો છે કે પોતાના સ્વાર્થો તરફ દરેક મનુષ્ય લક્ષ દોડાવે છે. વળી આ કળીયુગ છે અને સૌને અનુભવ છે તેમ સરલ અને સાધુ પુરૂષો તો ભાગ્યેજ આ જમાનામાં નજરે પડે છે. જ્યાં ત્યાં ઢોંગધતુરા અને ધાંધલ ફાવી જતાં દ્રષ્ટિએ પડે છે. આવી આવી લાલચો વચ્ચે જે મનુષ્ય પોતાના મનનો સંયમ રાખી શકે છે તેને માટે જ આ વિદ્યા નિર્માયેલી છે અને તેજ ભાગ્યશાળી મનુષ્ય એ વિદ્યા જલદી શીખી શકશે. આત્મ–સંયમથી આત્મોન્નતિ કરી શકાય છે. આ પવિત્ર વિદ્યાનો ગેરઉપયોગ ન કરવા હું પ્રત્યેકને ફરીથી

ચેતવું છું; નહિ તો વિપરિત પરિણામ આવશે, અને જે દુઃખો આવી પડશે તે સહન કરવા એ પાપીને તૈયાર રહેવું જોઇશે. **આ વિદ્યાને પવિત્ર માની, તમારી આત્મોન્નતિમાં જેટલે દરજ્જે તે તમને સહાયકારી થઇ પડે તેટલે દરજ્જે તેનો ઉપયોગ કરવાનો તમને હક્ક છે, એક તલભાર વધારે નહિ.**

આત્મોન્નતિનો વિષય આજકાલના જમાનામાં ફીલસુફોને અને યોગીઓને લગતો વિષય ગણાય છે અને છે પણ તેમજ. જેટલા મનુષ્યો દોલત વૈભવ અને સુખ પાછળ પડયા છે તેમાંનો ભાગ્યે હજારમો ભાગ આત્મોન્નતિ માટે મહેનત કરે છે એ સત્ય હકીકત કોનાથી અજાણી છે? આ વિષય હાલતુરત આપણી કક્ષાની બહારનો હોઇ બાજૂએ મૂકીશું અને આ પ્રાણવિનિમયની વિદ્યા શીખવાથી બીજા શા શા ફાયદા થઈ શકે તે આપણે તપાસીશું.

પ્રાણવિનિમયના પ્રયોગો અજમાવવાથી પ્રથમ તો મનુષ્યમાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન થાય છે અને એટલે અંશે તેણે જીવનસાફલ્ય સાધ્યું કહેવાય. જેવી રીતે પ્રાણવિનિમયનો પ્રયોગ વિષય (જે શખ્સ પર પ્રયોગ અજમાવતા હો તે) ઉપર તમે

કરી શકો છો તેવીજ રીતે વખત જતાં ગુપ્ત શકિતમાં વૃદ્ધિ થયે તમે તમારા ઉપર પ્રાણુવિનિમય ચલાવી શકો, એટલે કે તમે પોતે સમાધિસ્થ થઇ શકો. યોગવિદ્યામાં પ્રવેશવા માટે પ્રાણુવિનિમય પ્રાથમિક અને આવશ્યક વિદ્યા છે. તેના વડે ગમે તે સત્કાર્ય તમે અત્યંત સફળતાપૂર્વક પાર પાડી શકશો અને દુઃખ આવી પડતાં તમે ગભરાઈ જશો નહિ. ટૂંકામાં કહીએ તો બધી પ્રકારના દ્વંદ્વોથી* (જોડકાંથી) તમે પર રહેશો.

પ્રાણુવિનિમયથી મોટામાં મોટો એ ફાયદો થાય છે કે એ શીખવાથી પરમાર્થમય જીવન ગાળી શકાય છે. કેટલાક એવા ભયંકર રોગો છે, જે ઔષધથી કે શસ્ત્રોપચારથી પણ સાજા થતા નથી. આવા હઠીલા દરદો મટાડવામાં પ્રાણુવિનિમય વિદ્યા એક રામબાણ ઇલાજ નિવડયો છે. દરદો મટાડવામાં આ વિદ્યા આટલી બધી મદદરૂપ છે એમ શોધી કઢાયા પછી અમેરીકામાં ઘણા પુરૂષોએ એ જ ધંધો સ્વીકારી લીધો છે, ત્યાંની હોસ્પીટલોમાં દરદો સાજા કરવા માટે પ્રાણુવિનિમયનો ઉપયોગ કરવામાં આવે છે અને શસ્ત્રક્રિયા કરવા માટે દરદીને હાલમાં કલોરોફૉર્મથી બેભાન કરવામાં આવે છે એને બદલે

*સુખ દુઃખ તડકો છાંયો, ઉન્નતિ અવનતિ, વિગેરે.

કેટલીક હૉસ્પીટલોમાં પ્રાણવિનિમયથી બિમારને બેશુદ્ધ કરવામાં આવે છે. ક્લોરોફૉર્મની અસર નીચેના દરદીયોનાં ઘણીવાર મૃત્યુ નીપજે છે, જ્યારે પ્રાણવિનિમયથી તેમ થવા પામતું નથી. વળી આ વિદ્યા દંતવૈદ્યોને પણ ઘણી મદદરૂપ થઈ પડે તેમ છે. દાંત સહીસલામતીથી દરદીને દુઃખ આપ્યા વગર ખેંચી કાઢવો હોય તો પ્રાણ-વિનિમયની મદદથી તે સહેલાઇથી થઇ શકે છે. દરદો મટાડવામાં પ્રાણવિનિમયનો ઉપયોગ દિન-પ્રતિદિન અમેરીકા અને યૂરોપમાં વધતો ચાલ્યો છે. ગત મહાન્ લડાઈમાં ઘણા સિપાહીયો પાગલ અને ભાન વગરના થઇ ગયા હતા. આ બધાને પ્રાણવિનિમય અને મોહિનીવિદ્યાની મદદથી સાજા કરવામાં આવ્યા છે એ બીના થોડાક વખત અગાઉ વર્તમાનપત્રોમાં આવી હતી.

ટૂંકામાં, જે મનુષ્યો પરમાર્થી જીવન ગૂજારવા ઇચ્છતા હોય: પોતાનું જીવનસાફલ્ય કરવા માગતા હોય તેમને મારી તો એ સલાહ છે કે તેમના આદર્શો અનુસાર પોતાનું જીવન ગાળવાનો ઉત્તમ ઉપાય એ છે કે પ્રાણવિનિમયનો સંપૂર્ણ અભ્યાસ કરી, દુઃખી અને રોગી મનુષ્યોના રોગો મટાડવાનું કામ માથે ઉપાડી લેવું. આના જેવાં ઉત્તમ કાર્યો દુનીયામાં થોડા હોય છે કારણ કે

એક ઠેકાણે એક કવિએ લખ્યું છે કે પોતાના મનુષ્યભાઇની સેવા કરનાર પુરૂષ યા સ્રી, ઇશ્વરના ભકતોમાં અગ્રગણ્ય છે. આદર્શ જીવન ગાળવા માટે, પરમાર્થમય જીંદગી પસાર કરવા અને ઇશ્વરના સાચા ભકત થવા માટે આ વિદ્યાનો અભ્યાસ આજથી ખંતપૂર્વક આદરો અને તમે જરૂર સફળ થશો.

તે ઉપરાંત જેઓ વૈદાંનો ધંધો કરે છે તે બધાને ઉપલી વિદ્યા ઘણીજ આવશ્યક છે. દેશી વૈદ્યને, યુનાની હકીમને કે અંગ્રેજી ડૉકટરને આ વિદ્યા એક સરખી જ ઉપયોગી છે. દંતવૈદ્યને તો દરેક દરદીને લાગુ કરવા માટે આ વિદ્યા અત્યંત આવશ્યક છે. આ કારણોથી દરેક વૈદ્ય, હકીમ કે ડોક્ટરને હું અંતઃકરણપૂર્વક સલાહ આપુ છું કે આ વિદ્યાનો અભ્યાસ અવશ્ય કરવો જેથી તેમને પોતાના ધંધામાં અનુભવવી પડતી કેટલીક મુસીબતો દૂર થઇ જશે અને પોતાના ધંધામાં તેમને કોઈ નવીજ દિશા સૂઝશે.

ઉપલા ફાયદાઓ જાણ્યા પછી ઘણાઓને એમ થઈ જશે કે આ વિદ્યા તો ખરેખર કામધેનુ છે પણ આટલું યાદ રાખવાની જરૂર છે કે

કામધેનુ પરાણે કબજામાં આણી શકાતી નથી. પ્રથમ તો તમારે લાયક થવું જોઈએ અને પછી જ તમે તે કામધેનુના માલેક બની શકો; માટે ઉતાવળે આંબા પકાવવા દોડી ન જતાં, ધૈર્ય અને ખંતથીજ આરંભ કરજો.



# પ્રકરણ ચોથું.

---

## પ્રાણવિનિમયથી કરી શકાતા ચમત્કારો.

---

પ્રાણવિનિમયથી એટલા બધા ચમત્કારો થઇ શકે છે કે લોકો એથી જ તેને અદ્દભૂત અથવા ચમત્કારિક વિદ્યા ગણે છે અને એ વિદ્યાનું જ્ઞાન ધરાવવું એ અસાધારણ મનુષ્યનું કામ છે એમ તેઓ માને છે મેસ્મેર પ્રાણવિનિમયના પ્રયોગો કરવામાં જે અદ્દભૂતતા દ્રષ્ટિગોચર કરાવતો હતો એ તો કંઇ વિચિત્ર જ હતી. એ પ્રકારનો આડંબર હાલ કયાંઇ જોવામાં આવશે નહિ. લોકો ઉપર કંઈ વિચિત્ર અસર પાડવા ખાતર તે પ્રયોગ કરવાના ઓરડાની ચારે દિવાલે કાળા પડદાઓ લટકાવી રાખતો અને ચારે તરફથી બારીબારણાં બંધ રાખતો, અને માત્ર અમુક જગ્યાએથી થોડો પ્રકાશ આવવા દેતો. આવી રીતે ઉપજાવેલા ગંભીર અંધકારમાં, તે ઝાંખો દીપક રાખતો અને જે લોકો ત્યાં આવતા તેમને ચૂપ રહેવા તે કહેતો. આથી ગંભીર શાંતિ ફેલાઈ રહેતી. આવે વખતે એ જગ્યાએ નવા આવનાર શખ્સ

ઉપર બહુ અસર થાય છે. આ બધી ખરૂં જોતાં કૃત્રિમ અથવા મનુષ્યે પોતે ઉભી કરેલી અદ્‌ભૂતતા ગણાય.

પ્રાણવિનિમયની શક્તિદ્વારા તમે પાણી મંત્રી શકો, કાગળ મંત્રી શકો યા તો ગમે તે ચીજ ઉપર પ્રાણવિનિમયની અસર લાવી શકો. આ વસ્તુઓને મંત્રવાથી શો ફાયદો થાય છે એમ કોઈ પ્રશ્ન કરશે તો એનો જવાબ એ છે કે મંત્રેલું પાણી અથવા કોઈપણ ચીજ બિમાર માણસની તબીયત સુધારવાના ઉપયોગમાં આવે છે. અમેરીકામાં કેટલાક વૈદ્યો એવા છે જેઓ પ્રાણવિનિમયની શકિતદ્વારા દૂર બેઠા બેઠા રોગીઓની ચિકીત્સા કરે છે અને આ પ્રમાણે ઘણા દરદીયોનાં રોગો મટાડે છે. તેજ પ્રમાણે કોઇ દરદીનું માથું દુઃખતુ મટાડવું હોય તો તેને પાણી મંત્રીને આપવું અને તે પીઈ જવા કહેવું, જેથી તેનું માથું દુઃખતું મટી જાય છે. પાણી મંત્રવાની રીત નીચે પ્રમાણે છે:—

"સ્વચ્છ પાણી ભરીને એક પ્યાલુ હાથમાં લ્યો, પ્યાલું આખું ભરવુ નહિ. એક હાથમાં પ્યાલું ઝાલી બીજે હાથે માર્જનો કરો (માર્જનો કેમ કરવા એ આગળ સમજાવવામાં આવશે.) આ પ્રમાણે માર્જનો લગભગ દસ મિનીટથી પા

કલાક સુધી કર્યા કરો. બીજી કોઇ વસ્તુઓ ઉપર જો પ્રાણવિનિમયની શક્તિ ચડાવવી હોય તોપણ ઉપરની રીતજ કામે લગાડવી. તે ઉપરાંત તે વસ્તુ ઉપર ધીમેથી શ્વાસ ફુંકવો, જેથી તમારૂં ઓજસ્ તેના પર બરાબર પથરાઈ જાય. આવા મંત્રેલા પદાર્થોથી અદ્‌ભૂત પરિણામો નીપજેલા ઘણા વિશ્વાસુ જોનારાઓએ વર્ણવ્યા છે. એવું પણ બને છે કે પોતાની પ્રાણવિનિમયની શકિત ઘણા મનુષ્યો જાણતા નથી પણ ઉપર પ્રમાણે પાણી કે બીજા પદાર્થો તેઓ મંત્રી શકે છે. આ પ્રમાણે મંત્રેલા પાણી કે પદાર્થના અખતરા મારફતે જો તમે કોઈની શિરોવેદના., દાંતનું દુઃખવુ કે સંધીવાનું દરદ મટાડી શકો તો તમને આગળ વધવાનું ઉત્તેજન મળશે અને એટલે અંશે તમને સંતોષ થશે કે થોડીક પણ તમે તમારા મનુષ્યબંધુ પ્રત્યેની ફરજ બજાવી છે અને તેમાં તમે સફળ થયા છો.

બીજી જાતના ઘણા ચમત્કારો, વિધેય ઉપર પ્રાણવિનિમયનો પ્રયોગ કર્યા પછી થઇ શકે છે. ધારો કે પ્રાણવિનિમય દ્વારા વિધેય મુગ્ધ થઈ ગયો છે. આ વખતે તેનો આત્મા વિધાયકના આત્મા સાથે એકચિત્ત થઈ ગયો હોય છે અને વિધાયક તેની પાસે જે કંઈ કરાવવા ધારે તે

તેની પાસે મુગ્ધાવસ્થામાં કરાવી શકે છે. એ અવસ્થામાં વિધાયક વિષેયને માટીનું ઢેપું આપી, તેને ગુલાબના પુલો સુંઘવાનો અનુભવ કરાવી શકે અથવા તો મીઠું આપી આંબો ખાવાનો અનુભવ કરાવી શકે, ઇત્યાદિ અનેક પ્રકારના રમુજી ચમત્કારો વિષેયની મુગ્ધાવસ્થામાં કરી શકાય.

ઉપલી અવસ્થા પ્રાણુવિનિમયથી આણેલી નિદ્રાની પ્રાથમિક અવસ્થા છે. આ પછી વિષેય ઉપર ગાઢ નિદ્રા લાવ્યા બાદ, તેના શરીરને જડ એટલે નિશ્ચેતન બનાવી શકાય છે. તેના આખા શરીરને અથવા તો શરીરના એકાદ અવયવને જડાવસ્થામાં આણી શકાય છે, જે વખતે એ જડાવસ્થા પ્રાપ્ત થયેલા ભાગ પર ટાંચણી ભોંકવામાં આવે કે ચુંટી ખણુ-વામાં આવે તોપણ વિષેયને કશું દુઃખ થતું નથી તેમજ દુઃખની લાગણી સરખી તેના ચ્હેરા ઉપર દ્રષ્ટિગોચર થતી નથી! આવા નાના પ્રયોગો કર્યા પછી આખા શરીરને તદ્દન જડ કરી શકાય છે અને એ જડ શરીરને બે ખુરશીયો પર લાંબા પાટીયાની માફક (માથું એક ખુરશી પર અને પગો બીજી ખુરશી પર) મૂકી શકાય છે અને પછી તે શરીર ઉપર બેથી ત્રણ માણસો ઉભા રહેવાં છતાં, જડ થયલું શરીર વળી કે નમી

જશે નહિ તથા દુઃખની લાગણી પણ વિદ્યેયના ચ્હેરા પર દેખાશે નહિ! આવા અદ્દભૂત ચમત્કારો જે વિદ્યાથી થાય એ વિદ્યા શીખવા સૌ કોઇ તત્પર થઈ જાય એ સ્વભાવિક છે પણ સિદ્ધાંત બોલી કે લખી જવો એ જેટલું સહેલું કાર્ય છે તેટલું, તે સિદ્ધાંતને વ્યવહારમાં મૂકવાનું કાર્ય સહેલું નથી. કદાચ આ બધું વાંચવાથી તમને આ વિદ્યા શીખવી સહેલી લાગશે પણ ઇશ્વરની કૃપા વિના તથા અસ્ખલિત ખંત વિના કોઇપણ કાર્ય સફળ થઇ શકે નહિ એ વાત અત્રે ભૂલી જવી જોઇતી નથી.

મનુષ્યના શરીરમાં જેટલા પ્રકારના રોગો ઉદ્દભવે છે તેટલા પ્રકારનાજ તે રોગો હરવાના ઉપાયો પણ અસ્તિત્વમાં છે. ઔષધોથી રોગો દૂર થાય છે એટલુંજ નહિ પણ વગર ઔષધોએ ક્રીશ્ચીઅન સાયન્સ, મેગનેટીક હીલીંગ, ડીવાઇન સાયન્સ, મેન્ટલ સાયન્સ, સેક્રેડ શ્રાયન્સ, એબસંટ ટ્રીટમેન્ટ, સકસેસ સરકલ્સ વિગેરે જુદા જુદા નામોવાળી ઉપચાર વિધિથી અમેરીકામાં રોગો મટાડી શકાય છે. ઉપર લખેલા ઉપચારો જુદા જુદા નામો ધરાવે છે એટલુંજ; બાકી તે બધા સ્વસૂચનના પ્રભાવથીજ પોતાનો પ્રતાપ બતાવી શકે છે. આત્મશ્રદ્ધા વિના ઉપલા ઉપ-

ચારો જો અજમાવવામાં આવે તો કદાપિ તે સફળ થઇ શકે નહિ. આત્મશ્રદ્ધા સ્વસૂચન દ્વારા મેળવી શકાય છે માટે પોતાનું સંપૂર્ણ આરોગ્ય સાચવી રાખવા ઇચ્છતા દરેક ગૃહસ્થે 'સ્વસૂચન'નું સંપૂર્ણ જ્ઞાન મેળવવું જોઇએ.

અગાઉ જણાવ્યા મુજબ અમેરીકામાં દૂર બેઠા બેઠા રોગીયોના રોગનું નિવારણ કરી શકાય છે અને એ દૂર બેઠા બેઠા રોગનિવારણ કરવાના વિધિને અંગ્રેજીમાં 'એબસંટ ટ્રીટમેન્ટ' એવુ નામ આપવામાં આવ્યું છે, 'એબસંટ ટ્રીટમેન્ટ' નો ગુજરાતીમાં 'પરોક્ષ ઉપચાર વિધિ' એવો અર્થ થાય છે. આ વિધિ નીચે પ્રમાણે કરવામાં આવે છે:—

દાખલા તરીકે એક માણસ મદ્રાસમાં રહે છે. તેને સંધીવા થયો છે. તે ઘણી જાતની દવાઓ અજમાવી ચુકયો છે પણ એક અથવા બીજા કારણસર તેનું દરદ મટતું નથી. અંતે નિરાશ થઇ તે દવાઓ પરથી શ્રદ્ધા ઉઠાવી લે છે. હવે તે બિચારો કંઇપણ ઉપાય અજમાવ્યા

વિના પોતાના રોગનિવારણનો બધો આધાર નશીબ ઉપર રાખે છે. દરમ્યાન તેને ખબર પડે છે કે પ્રાણવિનિમય જાણનારાઓ બહારગામથી પોતાના ઉપચારો દ્વારા રોગીયોના દરદો મટાડી શકે છે. તેને જાણ કરવામાં આવે છે કે એવો એક પ્રાણવિનિમય જાણનારો મુંબઈમાં છે. કંઈ પણ આશા ન્હોતી એવામાં આ એક આશાનું કીરણ ફુટવાથી તે સહર્ષ મુંબાઈના પ્રાણવિનિમયના જાણવાવાળાને પોતાના રોગની અથેતિ ટપાલ મારફત એક પત્રમાં લખી મોકલે છે. પ્રાણવિનિમયજ્ઞાની તે વાંચે છે અને જવાબમાં એક પત્ર રોગીને લખે છે, જેમાં એવા ‘સૂચનો’ હોય છે, કે જેનું ચાલુ નિયમિત વાંચન તેના મગજ ઉપર એવી છાપ પાડી દે છે કે દિવસે દિવસે તેનો રોગ ઓછો થતો જાય છે. છેવટે એવો વખત આવી પુગે છે કે જ્યારે તે સંધિવાથી તદ્દન મુકત થઈ જાય છે.

સંધિવાનો દાખલો ઉપલા ઉદાહરણમાં આપ્યો છે એટલે એમ નથી સમજવાનું કે બીજાં દરદો પરોક્ષ ઉપચારવિધિથી મટી શકતાં નથી. પરોક્ષ રીતે જેવી રીતે રોગોપચાર કરી શકાય છે તેવીજ રીતે દૂર બેઠા બેઠા પત્રદ્વારા કે ટેલીફોન દ્વારા એક પ્રાણવિનિમયજ્ઞાની વિધે-

થને નિદ્રામાં નાખી શકે છે. આવા ઘણા દાખલાઓ અમેરીકામાં બનેલા છે અને બને છે. વિધેય કે જેના ઉપર તમારી ઘણી સારી અસર થતી હોય, તેને ટેલીફોન દ્વારા મુગ્ધ કરવો એ અતિ સહેલ વાત છે. તમારામાં પ્રાણવિનિમયના પ્રયોગો કરવાની શકિત આવે એટલે તમારા માનીતા વિધેય ઉપર આ પ્રયોગ જરૂર અજમાવી જોજો. ટેલીફોન મારફત રોગીની માવજત પણ એટલીજ સહેલાઇથી થાય છે. રોગીનું માથું દુઃખતું હોય તો તેની શિરોવેદના નષ્ટ થાય એવા જોશદાર સૂચનો જો ટેલીફોન મારફત પ્રબળ પ્રાણવિનિમયની શકિતવાળો મનુષ્ય મોકલે તો પાંચ મીનીટના પરોક્ષ સૂચનોપચાર પછી ટેલીફોન પર સાંભળનાર રોગીના માથાનો દુઃખાવો દૂર થઇ જશે.

આ પ્રમાણે પ્રાણવિનિમયની શકિત તથા જ્ઞાન ધરાવનારો મનુષ્ય પોતાના ઓળખીતા તથા સગાંસંબંધીયોને કેટલો ઉપયોગી અને આશિર્વાદરૂપ થઇ પડે એ વિચારી લેવુ કંઇ મુશ્કેલ નથી.



# પ્રકરણ પાંચમું.

## યોગવિદ્યા અને પ્રાણવિનિમય.

યોગવિદ્યા આપણા દેશમાં વર્ષોથી ચાલી આવી છે એ વાત નિઃશંક છે એટલુંજ નહિ પણ એ વરદાયિની વિદ્યાનું જન્મસ્થાન પણ આપણો પુરાણ પવિત્ર ભારત દેશ જ છે. આપણા પૂજ્ય અને બ્રહ્મનિષ્ઠ મહર્ષિયો આ વિદ્યા દ્વારા પરમાત્માનું ચિંતન કરતા અને આ પ્રમાણે આત્માનું કલ્યાણ સાધતા. 'યોગ' એ શબ્દ युज् નામના સંસ્કૃત ક્રિયાપદમાંથી નીકળેલો છે. જેનો અર્થ 'જોડવું' એવો થાય છે. યોગ એટલે જોડાણ; યોગવિદ્યા એટલે આત્માનું પરમાત્મા સાથે જોડાણ કરવાનું જ્ઞાન; બ્રહ્મનિષ્ઠ થઇ જવા માટેનો સંસ્કારવિધિ.

પ્રાણાયામ તથા સમાધિ યોગવિદ્યાનાં જ પ્રકારો છે, ઋષિમુનીયોના નિત્યકર્મમાં પ્રાણાયામ તથા સમાધિનો સમાવેશ થઇ જાય છે. ઋષિમુનીયો જ પ્રાણાયામ કરે છે એટલુંજ નહિ પણ સંસારીયોને પણ તે કરવાની જરૂર છે. હાલમાં

જો કે એ પ્રથાનો લોપ થઇ ગયો છે તોપણ ઘણા ગૃહસ્થોને પ્રાણાયામનું જ્ઞાન હજી છે અને તેઓ સદૈવ પ્રભાતે પ્રાણાયામ કરે છે. પ્રાણયામ, સમાધિ અને યોગવિદ્યાનું સારૂં જ્ઞાન આપનારૂં આદ્ય પુસ્તક 'યોગદર્શન' છે, જેભગવાન્ પતંજલીએ લખેલું છે. મહર્ષિ પતંજલી પોતાના શ્રેષ્ટ પુસ્તકમાં લખે છે, योगश्चित्तवृत्ति निरोधः । ભાવાર્થ: ચિત્તની વૃત્તિયોનો નિરોધ કરવો, એને યોગ કહે છે. યોગાભ્યાસ કરવાથી ચિત્તનો કાબુ મેળવી શકાય છે; આત્મસંયમ પ્રાપ્ત થાય છે.

જ્યારે વૃત્તિયોનો કાબુ પ્રાપ્ત થાય છે, ત્યારે દ્રષ્ટા પોતાનાજ રૂપમાં (આત્મામાં) સ્થિત થઈ જાય છે. અભ્યાસ અને વૈરાગ્યથી વૃત્તિયોનો કાબુ મેળવી શકાય છે અને વૃત્તિયોના નિરોધથી આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. પ્રણવનામ ૐકાર પરમેશ્વરનુ નામ છે. આ નામના સ્મરણથી સર્વ દુઃખોનો નાશ થઈ ચિત્તને વિશ્રામ મળે છે. ૐકાર શબ્દના અર્થનો વિચાર કરતાં કરતાં તે અર્થ અનુસાર પરમાત્માના ધ્યાનમાં લીન થઇ ૐકારનો જપ કરવાથી અનુપમ ઇશ્વરનું સ્વરૂપ ભાસિત થાય છે.

આ પ્રમાણે યોગવિદ્યાના જ્ઞાન તથા આચરણથી દરેક મનુષ્ય પોતાના આત્માનું કલ્યાણ કરી શકે છે તથા પરમાત્માના સ્વરૂપનું ચિંતન કરતો કરતો તે બ્રહ્મનિષ્ઠ થઇ જાય છે; મોક્ષધામ પ્રાપ્ત કરે છે.

આવી અદ્ભૂત યોગવિદ્યા અને પ્રાણવિનિમય વચ્ચે શો સંબંધ છે તે હવે આપણે તપાસીશું. યોગનાં બે પ્રાથમિક પગથીયાં પ્રાણાયામ અને સમાધિ છે, જેની પ્રાપ્તિ વગર યોગવિદ્યા કદાપિ પ્રાપ્ત થઇ શકતી નથી. પ્રાણાયામ અથવા સમાધિ કરવા માટે ચિત્તની વૃત્તિને રોકીને ધ્યાનને એકાગ્ર કરવું પડે છે. મતલબ કે ચિત્તની વૃત્તિયોનો નિરોધ અને ચિત્તની એકાગ્રતા અથવા ધ્યાન, પ્રાણાયામમાં અને સમાધિમાં ખાસ આવશ્યક છે. પ્રાણવિનિમયની શકિતનો જ્ઞાતા વિધાયક, ચિત્તની એકાગ્રતા અને ધ્યાન વગર વિધેય પર પોતાના પ્રયોગો કદાપિ સફળ કરી શકતો નથી. સમાધિમાં તો આપણને પોતાના આત્મામાં લીન થઇ જવું પડે છે જ્યારે પ્રાણવિનિમયનો પ્રયોગ કરતી વખતે વિધાયકે વિધેયના આત્મા સાથે અને વિધેયે વિધાયકના આત્મા સાથે એકતા કરવી પડે છે; આટલું જ નહિ પણ તેઓ

બન્નેને પ્રયોગની સફળતા માટે સતત્ ચિંતન કરવાનું હોય છે. આ પ્રમાણે આપણે જોઇ શકયા છીએ કે પ્રાણુવિનિમય અને યોગવિદ્યા વચ્ચે લાંબો તફાવત નથી.

મારી એવી માન્યતા છે કે પ્રાણુવિનિમય યોગવિદ્યાનું બચ્ચું છે. આધુનિક જમાનામાં પશ્ચિમ તરફના દેશોમાં એવું બન્યું છે કે પ્રાણુવિનિમય અને મોહિનીવિદ્યાનું જ્ઞાન ત્યાંના લોકોને હજી પહેલી જ વાર થયું છે. વળી આ બન્ને (એક માની પુત્રીઓ) વિદ્યાનું સંપૂર્ણ જ્ઞાન તો હજી તે દેશોમાં પ્રાપ્ત નથી અને એ વિદ્યાઓમાં બહુ થોડા જ લોકો રસ લે છે. અમેરીકામાં કેટલાક લેખકો આ વિદ્યાઓમાં બહુ રસ લે છે અને હિંદુ શાસ્ત્રો વાંચી તેઓ પારકાઓ ઉપર એ વિદ્યાઓનો ઉપયોગ કરવો છોડી દઇ, પોતાના આત્મા પર જ તેની અસર અજમાવવા લાગ્યા છે. આપણા પ્રાચીન પૂજ્ય યોગીયો કોઇનું દુઃખ નિવારવાના કે એને લગતા કોઇ જરૂરના કાર્ય વિના, પ્રયોગો બતાવવાની ખાતર અથવા તો પોતાની શક્તિ દર્શાવવાની ખાતર કદાપિ આ વિદ્યાઓનો ગેરઉપયોગ કરતા ન હતા. આત્માનું કલ્યાણ અથવા ઉદ્ધાર કરી લેવો એ જ

મનુષ્યજન્મનો સર્વોત્તમ ઉદ્દેશ છે અને તે ઉદ્દેશ પ્રાપ્ત કરવાનું યોગવિદ્યા એક સાધન છે. આ પરથી આપણે એટલુ સિદ્ધ કરી શકીએ કે પોતાના આત્માનો ઉદ્ધાર કરનારી વિદ્યા તે યોગવિદ્યા અને ખાલી પ્રયોગો કરવા માટેની અથવા પારકાના રોગો નિવારવા માટેની વિદ્યા તે પ્રાણવિનિમય અને મોહિનીવિદ્યા છે. અલબત્ત, સેવામાર્ગ એ મોક્ષપ્રાપ્તિ માટે ઉત્તમ માર્ગ છે, પરંતુ પ્રયોગો કરી દેખાડવા એ કાર્ય કોઈ પણ રીતે વ્યવહારૂ ઉપયોગનું કહી શકાય નહિ.

વળી પ્રાણાયામની અને સમાધિની સિદ્ધિ અર્થે કરવામાં આવેલી ચિત્તની એકાગ્રતા અને ધ્યાન આત્માના ઉદ્ધારાર્થે એટલે કે યોગ્ય માર્ગે વપરાયાં કહેવાય પરંતુ પ્રાણવિનિમયના પ્રયોગો કરવા ખાતર કરવામાં આવતી ચિત્તની એકાગ્રતા અને ધ્યાન નકામા વપરાયાં કહેવાય. માત્ર પ્રાણવિનિમયની શકિત પોતામાં આવી છે એટલું જાણવા ખાતર ટુંક વખત સુધી પ્રયોગો કરવા એ હજી ઠીક કહેવાય પરંતુ પોતાની શકિતની ખીલવણી કર્યા વગર પ્રયોગો કરવાના ક્ષેત્રમાં જ ભમ્યા કરવું જરાયે ઉચિત નથી. અમેરિકામાં લગભગ બધા મેસ્મેરીસ્ટો મેસ્મેરીઝમ શીખી, તેને પોતાની આજીવિકાનું સાધન બનાવે છે.

તેઓ પોતાના વિષેયો પર પ્રયોગો કરતા ગામે-ગામ ભટકે છે અને લોકો એવા ચમત્કારી પ્રયોગો નાણું ખર્ચી જોવાને પણ જાય છે. પણ આવા ગામેગામ ફરવાવાળા મેસ્મેરીસ્ટોમાં ઘણા અપ્રમાણિક પણ હોય છે. તેઓના કેટલાક પ્રયાગો તો તદ્દન બનાવટી હોય છે. પણ આવા બનાવટી પ્રયોગો, તેઓ એટલી સાવચેતીથી કરે છે કે આ વિદ્યા નહિ જાણનારા. લોકો તેઓની યુક્તિ જાણી શકતા નથી અને પ્રયોગોની વાહવાહ પુકારતા પોતાને ઘેર જાય છે. મુંબાઇમાં પણ કવચિત્ કવચિત્ આવો હીપ્નોટીસ્ટ કે મેસ્મેરીસ્ટ આવે છે, આવા બધા ધંધાર્થી પ્રયોગકર્તાઓના પ્રયોગો મેં જોયા નથી પણ થોડા માસ પર અહીંના એકસેલશીયર થીયેટરમાં ડૉ. રો નામનો એક હીપ્નોટીસ્ટ અને મીસ્ટીક મોરા નામની તેની એક સ્ત્રી વિષેયા પ્રયોગો કરવા આવેલા હતા. હું તે જોવા ગયો. તે દિવસે તેઓએ મેસ્મેરીઝમનો એક પ્રયોગ આ મુજબ કર્યો હતો. ડૉ. રોએ મીસ્ટીક મોરાને મેસ્મેરીઝમ કરી નિદ્રામાં નાંખી. પછી તેને એક ખુરશી પર બેસાડવામાં આવી અને બે હાથ શરીરની હારમાં લાંબા કરાવી તેના પર માર્જનો કરી જડ બનાવી દેવામાં આવ્યા. પછી દરેક હાથ પર એક એક મોટું લોખંડી

વજન લટકાવ્યું અને એક એક વજનદાર માણસ ઉભો રાખ્યો. આ પ્રયોગ જોઈ પ્રેક્ષકો તો દંગ થઇ ગયા. આવો પ્રયોગ બની શકે છે, તેથી તેમાં કંઈ યુકિત હોય તેવું કંઈ મને લાગ્યું નહિ પણ તેઓએ ભવિષ્ય કહેવાનો એક પ્રયોગ કર્યો, જેમાં તો યુકિત જ હતી, એમ મને લાગ્યું. પેલી વિધેયાનું નામ મીસ્ટીક મોરા એ માટે રાખવામાં આવ્યું હતું કે તે વડે તેઓ લોકોને એમ ઠસાવવા માગતા હતા કે મોરા તો ખરેખર 'મીસ્ટીક' અથવા 'ચમત્કારી સ્રી' છે. પ્રેક્ષકોના ભવિષ્યને લગતા જુદા જુદા સવાલોના મોરા જવાબ આપતી હતી. એ આખો પ્રયોગ તેઓએ આ મુજબ કર્યો હતો. પ્રયોગ શરૂ કરવા પહેલાં તેઓનો એક માણુસ કાગળની ચપતરીઓ સાથનું એક પાટીઉં લઈને પ્રેક્ષકો વચ્ચે ફરવા લાગ્યો અને જુદા જુદા શખ્સોને પોતપોતાને ઇચ્છા હોય તેવા સવાલો લખવાનું જણાવ્યું. દરેક શખ્સને કાગળની ચપતરી પર પોતાનો સવાલ લખવાનો હતો અને તે ચપતરી પોતાની પાસે રાખવાની હતી. મેં પણ એક સવાલ લખ્યો અને સવાલવાળો કાગળ મેં મારી પાસે રાખી લીધો. આ પ્રમાણે ૧૦-૧૨ શખ્સોએ સવાલો લખી, તે કાગળો પોતાની પાસે રાખી લીધા

પછી પેલો માણુસ અંદર ચાલ્યો ગયો. પાંચેક મિનીટ પછી પરદો ઉચકાયો. ખુરશી પર મોરા બેઠી હતી અને તેના પર બારીક કપડું નાંખેલુ હતું. ડો. શે તેની બાજૂમાં જ ઉભો હતો અને મોરા જે કંઈ બોલતી, તે બધું ડો. શે મોટેથી બોલી જતો. એક પછી એક લખાયેલા સવાલોના જવાબ આપવામાં આવ્યા. મારા સવાલની બાબતમાં તે એમ બોલી કે અમુક હારમાં પહેલી બેઠક પર બેઠેલા સફેદ પોશાકવાળા ગૃહસ્થે આ મુજબ સવાલ પુછયો છે અને પછી મોરાએ તે સવાલનો જવાબ આપ્યો. બધાના સવાલના સંબંધમાં તે આ પ્રમાણે જ હાર અને બેઠક બરાબર કહેતી એટલે લોકો તો અજાયબીમાં ગરકાવ થઇ જતા. આ પ્રમાણે ભવિષ્ય ભાખવું, એ સહેલું કામ નથી. જ્યારે વિશ્વદૃષ્ટિનું જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે જ ખરેખર ભવિષ્ય ભાખી શકાય છે; બાકી મોરાએ કહેલા પ્રયોગમાં તો જરાયે ચમત્કાર ન હતો. આ બાબતમાં શી યુક્તિ હતી, તે હું બતાવીશ. મેં અગાઉ કહયું કે તેઓનો એક માણુસ પાટીઉં લઇને અમારી પાસે આવ્યો હતો. આ પાટીયાં પર કાગળો લગાડેલા હતા એટલે કાગળો પર જે કંઇ લખીએ, તેનો અક્ષરે અક્ષર પાટીયાં પર લખાઈ જતો. આ વળી કેમ બને,

એવી શંકા તમને પેદા થશે પણ વાચક ! એ પાટીયાં પર તેઓ એક કોરો કાગળ, તેના પર કારબન પેપર અને તેના પર બીજો એક કાગળ એ પ્રમાણે એવી સફાઇથી ગોઠવે છે કે કોઇને વહેમ આવે નહિ. જ્યારે તમે તમારો સવાલ લખો ત્યારે તમારૂં લખાણ કારબન પેપર હેડળના કોરા કાગળ પરંલખાઈ જાય અને તે બધા સવાલો-માંથી ટુંક વખતમાં ૧૦–૧૨ સવાલો મોરા મોઢે કરી જતી અને સવાલો લખાવી જનાર માણસ સવાલ લખનારની હાર અને બેઠક પણ લખી જતો, જેથી આ હકીકત પણ કહેવાતી ભવિષ્યવેત્તા સવાલની સાથે લોકોને વધુ દંગ કરવા બોલી જતી. આટલું બરાબર થવાથી લોકોને વિશ્વાસ બેસી જાય છે. પછી મોરા ભવિષ્ય કહેતી. તેમાં વળી પૂછવું શું ? ફાવે તે બોલી જવું, કોણ પૂછવા આવે તેમ છે કે તેં આ શું કહયું ? મેં ઉપર જણાવ્યો તેવા 'કારબન પેપર'વાળા પ્રયોગો અમેરિકામાં બહુ બને છે. બધાઓ જ આવી યુક્તનો ઉપયોગ કરે છે એવું કઇ નથી. આને લગતી બીજી ઘણી યુક્તિઓ હોઇ શકે, જે મારી જાણમાં નથી.

આ દાખલા પરથી હું એવું ઠસાવવા માગતો નથી કે બધા ધંધાથી પ્રયોગકર્તાઓ

આવા જ યુક્તિબાજ હોય છે. ઘણા વિધાયકો સાચા પ્રયોગો પણ કરે છે પણ જેઓને આ વિદ્યાનું જ્ઞાન હોતું નથી, તેઓ ખરાખોટા પ્રયોગોને પિછાની શકતા નથી. મુખ્ય મુદ્દાની વાત તો એ છે કે કયાં આવા ધંધાર્થી વિધાયકો અને કયાં આપણા પ્રાચીન અને અર્વાચીન ઋષિમુનિયો? અર્વાચીન જમાનામાં ઋષિયો ન હોય એવી કેટલાકની માન્યતા છે, જે ખોટી છે. હાલ પણ સમર્થ ઋષિયો પડેલા છે પણ તેઓના દર્શન દુર્લભ છે એ ખરી વાત. વળી આજકાલ એટલા બધા ઢોંગીયો ભટકે છે કે પછી કોઈ પર શ્રદ્ધા રહેતી નથી છતાં ઇશ્વરકૃપાથી કોઈ એવા ઋષિની કોઈ સદ્દભાગી ગૃહસ્થ પર કૃપા પણ થઇ જાય છે. અસ્તુ. ધંધાથી વિધાયકો માત્ર દ્રવ્યની ખાતર પ્રયોગો કરે છે અને દ્રવ્યના ઉપાર્જનમાં આસકત થઇ આખું જીવન વ્યતીત કરે છે પણ જ્ઞાની વિધાયકો તો પોતાના આત્માનો ઉદ્ધાર શી રીતે થાય, એ જ પ્રયાસમાં મંડ્યા રહે છે. આવી અમૂલ્ય વિદ્યાથી તેઓ કયી રીતે ઉન્નત થઈ શકે, એજ તેઓનું ધ્યેય હોય છે.

આપણા પ્રાચીન ગૂઢજ્ઞાની યોગીયોની શક્તિથી કયો શખ્સ અજાણ્યો હોઇ શકે? પોતાની

શકિતથી તેઓ રોગીયોને સાજા કરતા, પુત્ર ન હોય તેને પુત્ર આપતા અને ગુસ્સે થતા ત્યારે શાપ પણ દેતા. તેઓની ઇચ્છાશકિત એટલી હતી કે તેઓનું કહેલું જ બનતું. તેઓ શાપ આપે ત્યારે એ જ પ્રમાણે બનતું. આવી અને બીજી ઘણી અદ્દભૂત શકિત, યોગવિદ્યા વડે જ તેઓ પ્રાપ્ત કરી શકતા. ઘણા ઘણા સમથ યોગીયો આપણા દેશમાં થઇ ગયા પરંતુ કોઈ પણ યોગીએ દ્રવ્યની લાલસાએ આ વિદ્યા પ્રાપ્ત કરેલી જણાતી નથી કારણ કે જેને દ્રવ્યની લાલસા હોય, એ યોગી જ શાનો કહેવાય?

પ્રાચીન ઋષિમુનિયોની શક્તિ વિષે જાણ્યા પછી આપણે હવે આપણા પ્રાચીન યોદ્ધાઓ વિષે થોડુંક જાણીશું. પુરાણા સમયમાં તેઓ કેવા કેવા શસ્ત્રો વાપરતા અને તેની કેવી ઇચ્છિત અસર થતી અને તે કયી શકિતના પ્રતાપે થતું, એ બધું જાણવું અગત્યનું છે.

આપણે રામાયણ તથા મહાભારતમાં વાંચ્યું છે કે તે વખતના સમર્થ યોદ્ધાઓ જાતજાતના શસ્ત્રાસ્ત્રો વડે યુદ્ધ કરતા. કોઇ અગ્ન્યાસ્ત્ર, કોઇ સર્પાસ્ત્ર, કોઇ દિવ્યાસ્ત્ર, વિગેરે જાત જાતના અસ્ત્રો વડે યોદ્ધાઓ શત્રુદળને સંહારતા. આવા અસ્ત્રો હોઇ શકે કે કેમ, તે વિષે દરેકને શંકા ઉપજે

એ સ્વાભાવિક છે પરંતુ પુરતી તપાસ કે વિચાર કર્યા વગર તે વાતને હસી કાઢવી, એ પણ કંઈ ડહાપણ નથી. અગ્નાસ્ત્ર વડે તેઓ શત્રુદળમાં આગ પ્રકટાવતા એવું કહેવાય છે. આનો અર્થ હું આવો કરૂં છું કે અગ્નાસ્ત્ર છોડનાર, તે છોડતી વખતે જ એવી સબળ ઈચ્છા કરતો કે એ અસ્ત્ર વડે આગથી અકળામણ થાય તેવી જ અકળામણ શત્રુદળને થવી જોઇએ. સર્પાસ્ત્ર છોડતી વખતે તે એવાં સૂચનો આપતો કે એ અસ્ત્ર વડે શત્રુના હાથપગ શિથીલ થઇ જાય અને પોતાના હથીયારો ઝાલવાની શક્તિ ન રહે, જેથી તે લગભગ બંધાયેલા કેદી જેવા રહેતા. આ પ્રમાણે યોદ્ધાઓમાં એવી અદ્દભૂત ઇચ્છા શક્તિ, ભાવના શકિત કે સૂચનશકિત હતી, કે જે વડે તેઓ પોતાના શસ્ત્રાસ્ત્રોની શત્રુઓ પર ધારી અસર ઉપજાવી શકતા. આ જાતની શકિત, એ પ્રાણુવિનિમય અને યોગવિદ્યાનો જ ફાંટો છે.

રામાયણ અને મહાભારતમાં વર્ણવેલા યુદ્ધો વખતે જુદા જુદા લડવૈયાઓ કેવા કેવા શસ્ત્રાસ્ત્રો વાપરતા અને તે વડે શત્રુ પર કેવી જાતની અસર કરતા એ આપણે હવે વિગતવાર દ્રષ્ટાંતો સાથે જોઇશું, જેથી આ બાબત વધુ સ્પષ્ટ થવા પામશે.

ગીરધરકૃત રામાયણના યુદ્ધકાંડના અગીયારમા અધ્યાયમાં નીચે મુજબની વિગત આ વિષયને લગતી છે :—

"પછી કોપ્યો તે અસુર કુમાર,
સર્પાસ્ત્ર મૂક્યુ તેણી વાર;
કોટી સર્પ થયા ઉત્પન્ન,
તેણે બાંધ્યા કપિના તન.
પડી અચેત સેના માત્ર;
કર્યાં બંધન સહુના ગાત્ર;
વાગ્યાં રામલક્ષ્મણને બાણ,
પડયા અચેત થઈ નિર્વાણ."

આ પ્રમાણે જ્યારે શ્રી રામચંદ્રજીની આખી સેના તથા શ્રી રામચંદ્ર અને લક્ષ્મણજી ઈંદ્રજીતના નાગપાસથી બંધાઈ ગયા ત્યારે રામભક્ત શ્રી હનુમાનજી દ્રોણગિરિ પરથી બેભાનાવસ્થા દૂર કરવાની ઔષધિ લાવવા તૈયાર થયા, એટલે વિભીષણ બોલ્યા.

"વિભીષણ કહે ભાઇ ઈંદ્રજીતે,
બાંધીયા નાગપાસ;
માટે ઔષધનું કારણ નથી.
એ સત્ય વચન પ્રકાશ."

પછી શ્રી રામચંદ્રજી થોડી વારે બેભાન અવસ્થામાંથી જાગ્યા અને નીચે મુજબ આખી સેનાના બંધનો દૂર કરાવ્યા:—

"પછી ગરૂડ કેરૂં સ્મરણ કર્યું,
ને આવ્યો તે સત્વર;
હરિવાહનને જોઈ વિલય પામ્યા.
બધા સર્પ તેણી વાર."

આ આખી વાત પરથી આ વિદ્યાને લગતો સાર એ કાઢી શકાય કે રાવણના પુત્ર ઇંદ્રજીત પાસે સર્પાસ્ત્ર ફેંકવાની સિદ્ધિ હતી. આ સિદ્ધિ તેણે યોગવિદ્યા અને પ્રાણવિનિમય વડે મેળવી હતી, જેના બળે તેણે શ્રીરામચંદ્રજીની આખી સેનાને નાગપાસથી બાંધી લીધી. જ્યારે હનુમાને નાગ પાસ છોડવા માટે ઔષધિ લાવવાની ઇચ્છા બતાવી ત્યારે વિભીષણે જણાવ્યું કે ઔષધિથી બેભાન સ્થિતિ દૂર થઈ શકે નહિ. આ પરથી આપણને એ સમજવાનું કે યોગબળે જે સિદ્ધિ મળી હોય, તેના વડે યોદ્ધાઓ શત્રુસેના પર જે અસર ઉપજાવતા તે, દવાથી દૂર થઇ શકતી નહિ પરંતુ એવી કોઇ સામી સિદ્ધિથી જ એ અસર કાઢી શકાતી. આ મુજબ શ્રીરામે પોતાની સિદ્ધિ

વડે ગરૂડને હાજર કર્યો, જેને જોઇને આખી સેનાને બાંધનારા બધા સર્પો સટોસટ નાસી ગયા.

બીજો દાખલો રાવણનો પ્રધાન પ્રહસ્ત લડવા નીકળ્યો તે વખતનો છે:—

"પછી રામ આજ્ઞા લેઇ ચાલ્યો,
નીલ મહા બલવંત;
તેણે પ્રહસ્ત ઉપર નાંખ્યો,
એક ગિરિ પ્રૌઢ અનંત.
તે બાણ મારી કર્યો ચૂરણ,
પ્રહસ્તે તેણી વાર;
એમ સાત પર્વત નાંખીયા.
તેણી વાર નિરધાર."

આમાં શ્રી રામની સેનાના નીલ નામના વાનરે રાવણના પ્રધાન પ્રહસ્ત પર મોટા મોટા પત્થરો ગગડાવી મુકયા છતાં પ્રહસ્તે યોગબળ વડે જે સિદ્ધિ મેળવી હતી, તેના બળથી તેણે એવું એક શસ્ત્ર છોડયું કે તે પત્થરના ભૂકેભૂકા ઉડી ગયા. આવી રીતે તેણે સાત વાર પત્થરના ચૂરા કરી નાંખ્યા.

હવે રાવણ અને સુગ્રીવ વચ્ચેના યુદ્ધનું વર્ણન વાંચીશું:—

"રાવણુ સામો ચડયો સુગ્રીવ,
સાથે જુથ કપિબલના શિવ;
એક ગિરિ મોટો ગ્રહી હાથ,
નાંખ્યો દશમુખ ઉપર કપિનાથ.

રાવણે તવ મૂકયું બાણુ,
કર્યો પર્વત પિષ્ટ પ્રમાણુ;
પછી સુગ્રીવના હૃદય માંહે,
દશ બાણુ જ માર્યાં ત્યાંહે.
ઉછળ્યો સુગ્રીવ તેણી વાર,
નાંખ્યો બીજો ગિરિ નિરધાર;
કર્યો તે વળી ચૂરણુ જાણે,
વિંધ્યો સુગ્રીવને શત બાણે."

વળી સુગ્રીવ પડયા પછી બધા વાનરોએ નીચે મુજબ ઝપાટો લગાવ્યો, જેનો જવાબ રાવણે પણ તેવોજ આપ્યો :—

"તે સમે ઉછળ્યા વિકરાળ,
અષ્ટાદશ ક્ષોણી કપિ કાળ;
મારે વૃક્ષ ગિરિ પાષાણુ,
થાય વૃષ્ટિ, કરે બૂંબાણુ.
રાવણુ નથી ગણુતો લગાર,
જેમ ગિરિ પર મેઘની ધાર;

દશાનને મૂકયાં બહુ બાણુ
કયું સર્વે નિવારણુ જાણુ."

આ બધા વર્ણનમાં પત્થરોના ચૂરા કરનારા અસ્ત્રની સિદ્ધિ પુરવાર થાય છે. વળી એમાં એવું જણાવવામાં આવે છે કે રાવણે સુગ્રીવ પર પહેલાં એક સામટા દશ અને પછી એક સામટા સો બાણો ફેંકયા, જે રાવણુની સિદ્ધિના પ્રતાપે જ બન્યું હતું. સુગ્રીવ પણ આવા બળવાન શત્રુની સામે ટકી રહયો એટલા પ્રમાણમાં તેનું યોગબળ કહેવાય. પણ રાવણુ પાસે કાંઈ ઓછી સિદ્ધિઓ ન હતી એટલે સુગ્રીવ છેવટ સુધી રાવવણુ સામે ટકી શકયો નહિ અને આખરે પડયો.

નલકપિ અને રાવણુ વચ્ચેનું યુદ્ધ નીચે મુજબ વર્ણવેલું છે:—

"જોઈ નલકપિનું આ વીય,
ઉભય સૈન્ય કરે આશ્ચર્ય;
જયાં જૂવે ત્યાં છે નલ અપાર,
મારે રાવણુને ઘણેરો માર.
કર્યો અનેક રક્ષસનો નાશ,
જેમ વનને બાળે હુતાશ;
એક મુહૂર્ત એહવું રહયું,
દશશીશેથી જાય નવ સહયું.

મૂકયું બ્રહ્માસ્ત્ર કરીને કોપ,
નલ થયા ત્યારે સર્વ અલોપ;
પછી રહયો નલ એક જ પ્રાય,
જેમ રવિ ઉગ્યે તારા વિલાય."

આમાં બ્રહ્માસ્ત્ર વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. નલકપિ પાસે બ્રહ્મદત્ત મંત્રની સિદ્ધિ હતી જે વડે એક નલ અનેક નલના બળ સાથે લડવા લાગ્યો. આના ઉપાય તરીકે રાવણે બ્રહ્માસ્ત્ર છોડયું, જેથી નલકપિની સિદ્ધિનું જોર રાવણની સિદ્ધિના બળે નષ્ટ થયું. આ પ્રમાણે પ્રાચીન યોદ્ધાઓ સિદ્ધિબળ વડે પણ લડતા, એ ઉપર આપેલા દાખલાઓ પરથી સાફ દેખાઈ આવે છે.



## પ્રકરણ છઠ્ઠું.

### ભૂત, ડાકણ, ઇત્યાદિ.

'શંકા ભૂત અને મંછા ડાકણ' એવી કહેવત આપણામાં છે. આ કહેવત સાચી જ છે એમ માનનારા ઘણા છે અને તે ખોટી છે એમ માનનારા પણ ઓછા નથી. કેટલાકો તો એટલે સુધી કહે છે કે તેઓએ નજરોનજર ભૂત કે ડાકણ જોયા છે. કેટલાકોએ જીંદગીભરમાં એક વખત પણ તેવું કંઈ અનુભવ્યું હોતું નથી. કેટલાકોને ડાકણ વળગેલી હોય છે અને ઘણી વખત એવો વળગાડવાળો માણસ થોડા દિવસમાં મરણ પણ પામે છે, એવું પણ સંભળાય છે. કોઇને વળી ભૂત સહાય આપે છે અને તેનું કોઇપણ કામ કરવા હમેશાં તેની તહેનાતમાં રહે છે તથા કેટલાકો પર ભૂત કોપ્યો હોય કે કંઇ વેર હોય તો તે રંજાડે છે એવી પણ વાતો સંભળાય છે. પોતાની પાસે લોખંડ હોય કે ઘરના દરવાજા આગળ જ લોખંડના ખીલા મારેલા હોય તો ભૂત નજીકમાં આવી શકતો નથી એમ ઘણાઓ માને છે. કેટલાક કાળી ચૌદશની રાતે શ્મશાનમાં જઇ અમુક

વિધિ કરી ભૂતને વશ કરે છે અને પછી પોતાની ઈચ્છા મુજબ તેની પાસે કામ કરાવે છે.

થોડા વખત અગાઉ જ્યારે રેલ્વેઓ ન હતી ત્યારે પગે મુસાફરી કરતા માણુસોના મોંએ મેં એવી વાતો સાંભળી છે કે તેઓને રસ્તામાં ડાકણો મળી હતી પણ તેઓએ કંઈ જવાબ ન આપવાથી તે ચાલી ગઈ હતી. બીજી એક વાત મેં એવી સાંભળી છે કે એક માણુસ એક ગામથી બીજે ગામ જતો હતો. રસ્તામાં તેને ડાકણુ મળી. કહે છે કે તે રૂપાળી હતી. તે રડતી બેઠી હતી અને એવું કરૂણાજનક તેનું રૂદન હતું કે પેલા માણુસે તેને રડવાનું કારણુ પુછયું. પેલી ડાકણે રડવાનું તો ચાલુ રાખ્યું. થોડા વખત પછી તે રડતી બંધ થઇ અને પેલા માણુસ સાથે બીજી કેટલીક વાતો કર્યા પછી તેણે તેને પરણુવાનું કહ્યું. પોતે પરણેલો હોવાથી પેલા માણુસે ના પાડી અને પોતાને રસ્તે પડયો. જ્યારે તે પોતાને ઘેર પહોંચ્યો ત્યારે તરતજ તે બિમાર પડયો. એમ કહેવાય છે કે દર રાતે પેલી ડાકણુ તેના બિછાના આગળ આવતી અને તેને પરણુવાનું કહેતી પણુ પેલો માણુસ પોતાના નિશ્ચયથી ડગ્યો નહિ છેવટે તે થોડા દિવસ પછી મરણુ

પામ્યો. આવી અનેક વાતો આપણામાં પ્રચલિત છે અને ઘણાઓએ તે સાંભળી હશે; પણ તે ખરી છે કે ખોટી, તે વિષે કોઇ પાકો વિચાર કરતા નથી. એવી વાત સાંભળ્યા પછી કોઇ એવો મત ઉચ્ચારે છે કે તે (હમ્બગ) જુઠાણું છે; જ્યારે કેટલાકો વળી એમ જ કહે છે, "હશે; બનવાજોગ છે," તો વળી બીજાઓ તેના સમર્થનમાં બીજી કેટલીક વાતો કહી બતાવે છે પરંતુ આ બાબતની પદ્ધતિસર તપાસ કોઇએ કરી હોય એવું જણાતું નથી. આખી વાત 'હમ્બગ' છે એવું કહી તેને હસી કાઢવી એ તો મને ગેરવ્યાજબી લાગે છે. અમુક બાબતની પુરી તપાસ કર્યા વગર આપણે તે વિષે મત કેવી રીતે ઉચ્ચારી શકીએ ?

વળી એક બીજી વાત હું તમને કહીશ. મારા એક મિત્રના ભત્રિજાની વહુને તેની મરણ પામેલી નણંદ અંગમાં આવતી હતી અને તેને જે જે ચીજોની લાલસા રહી ગઇ હતી, તે બધી તે આ બાઇ મારફત માંગતી. આ પ્રમાણે જ્યારે તેણે પેલી બાઈના અંગમાં આવવાનું શરૂ કર્યું ત્યારથી તેને કાઢવાના પ્રયત્નો ચાલ્યા પણ કોઈ પણ રીતે તે ગઇ નહિ. છેવટે તેની અમુક શરતો પાળ્યા પછી જ મરણ પામેલી નણંદે-પ્રેતે, પેલી

બાઇનો કબજો છોડયો. આવા પ્રેતો અંગમાં આવ્યાના દાખલાઓ અનેક ટાંકી શકાય તેમ છે.

કેટલીક સ્ત્રીઓના કે પુરૂષોના અંગમાં માતા કે કોઇ દેવ આવે છે. જયારે આવી રીતે તેના અંગમાં કોઇ દેવ–દેવી આવે છે ત્યારે તે ધૃણવા લાગે છે અને એવી અવસ્થામાં ધૂણનાર વ્યકિત કંઇક ચમત્કારો કરે છે. કેટલાકોનો તો ધૂણવાનો ધંધો જ હોય છે, તેઓ ભૂવાઓ કહેવાય છે. જેના અંગમાં ભૂત, ડાકણ કે પ્રેત, ભરાયું હોય તેના અંગમાંથી દેવીની સહાયથી તે ભૂત, ડાકણ કે પ્રેતને કાઢી મૂકવા માટે આ ભૂવાઓને બોલાવવામાં આવે છે. તેઓ ધૂણે છે અને 'દેવી' નો સંદેશો પહોંચાડે છે અને જણાવે છે કે અમુક શરતે ભૂત કે પ્રેત ચાલ્યું જશે.

મુંબઇના રહીશો જયારે ચોપાટી તરફ ફરવા જાય છે ત્યારે તેઓએ દરીયા તરફ ધૂણતી ધૂણતી જતી કેટલીક ઘાટણો અને પછવાડે ઘાટીઓનું મોટું ટોળું જતું જોયું હશે. આ ઘાટણોને તે દિવસે સારાં કપડાં પહેરાવવામાં આવે છે અને તેને 'દેવી' આવી કહેવાય છે. તેઓને આખે રસ્તે ધૂણતા ધૂણતા જવું પડે છે અને આખરે દરીયા કીનારે આવી પહોંચતા ઘાટીઓનું આખું ટોળું પેલી ધૂણનારીઓની આસપાસ ઉભું રહી

જાય છે અને ઘાટીઓ પોતાની પાસેના નગારાં કે મંજીરા જેમ જોશથી ઠોકે તેમ તેમ વધુ જોશમાં આ ઘાટણો ધૂણવા માંડે છે. આખરે કંટાળ્યા પછી તેઓ દરીયા તરફ ધસે છે અને પાણીમાં પડે છે. પાણીમાં એકાદ મીનીટ રહ્યા પછી 'દેવી' ચાલી જાય છે અને પેલી ઘાટણો શુદ્ધિમાં આવે છે. આવા આવા કંઇક બનાવો આ દુનીયામાં બનતા હશે, જેનું સંપૂર્ણ જ્ઞાન હોવું સંભવિત નથી. ઉપર જણાવેલા દાખલાઓમાં મારા કરતાં વધારે અનુભવી માણસ બીજા દાખલાઓ ઉમેરી શકે એ વાત પણ હું કબુલ કરૂં છું. જૂદા જૂદા પ્રકારના આ 'ચમત્કારો'નો એકેક દાખલો આપી, વાંચકોને તે વિષે ખ્યાલ આપવાની મેં કોશેષ કરી છે. ઉપર જણાવેલા દાખલાઓમાં તો તે કેવી રીતે બન્યા અને કેવી જાતના હતા એ જ મેં બતાવ્યું છે પણ તે બનવાનું કારણ શું અને તે બનાવો અટકાવી શકાય કે નહિ, તે વિષે હવે આપણે વાંચીશું.

ભૂત, પ્રેત અને ડાકણની બાબતમાં થીયોસોફીસ્ટોના પુસ્તકોમાં એવો ખુલાસો છે કે આ દુનીયાના માણસો ગુજરીને બીજી દુનીયામાં જાય છે, જે દુનીયાને તેઓ 'એસ્ટ્રોલ' દુનીયા કહે છે.

એ દુનીયામાં રહેતા જીવોને આપણા જેવી જ ભૂખ, તરસ, લાગણી વિગેરે હોય છે. ઘણી વખત એ દુનીયાના જીવોને આ દુનીયામાં મોહ રહી જાય છે અને તેથી તેઓ પોતાની અણુમાણેલી ખાહેશો અહીંની કોઈ વ્યક્તિ મારફત પૂરી કરે છે. કોઈ કોઇ વખત કોઇ વ્યકિતને નહિ રંજાડતા, તેઓ પોતેજ આ દુનીયા પર ઉતરી આવે છે અને પોતાને જે લાલસા રહી ગઇ હોય તે ભોગવે છે. આવા આવા અનેક દાખલાઓ એ પુસ્તકોમાં આપવામાં આવ્યા છે, જેને થીયોસો-ફીસ્ટો શંકા યે માનતા નથી કે ભયનું કારણ પણ સમજતા નથી. આ બાબતમાં મારી માન્યતા એવી છે કે ભૂત પ્રેતોના બનાવો 'હમ્બગ' કહીને કાઢી નાંખવા જેવા યે નથી તેમ જ ભડકીને તેનાથી બીવાનું પણ નથી. થીયોસોફીસ્ટોનો 'પ્રેતો' ને લગતો 'એસ્ટ્રાલ' નામની દુનીયાનો ખુલાસો મારે ગળે ઉતરે છે. 'એસ્ટ્રાલ' નામની દુનીયાની હસ્તીનો સ્વિકાર કર્યા વિના પણ આ બાબતનો એવો ખુલાસો થઇ શકે કે આ દુનીયામાં જેઓને કંઇ તીવ્ર લાલસા રહી ગઇ હોય તેઓ મરણ પામ્યા પછી પોતાની એ લાલસા તૃપ્ત કરવા માટે આવા પ્રેતો થાય છે અને પોતાની લાલસા પુરી થયા પછી તેઓ પ્રેતયોનિમાંથી મુકત થાય છે અને પછી જ

પોતાના કર્માનુસાર જન્મ મેળવે છે. ભૂત અને ડાકણ વિષેનો પણ આવો જ ખુલાસો છે. આટલું ઘણાઓએ જોયું હશે કે મરચાંનો સખ્ત ધૂપ કરવાથી ભૂત કે ડાકણ નાશી જાય છે. અથવા તો જે વ્યકિતના અંગમાં ભૂત પેઠું હોય તેને સારી રીતે કોપરાપાક (!) આપવામાં આવે તો ભૂત પલાયન કરી જાય છે. જયાં આવા દાખલાઓ બને છે ત્યાં ભૂત ડાકણની વાત ઢોંગ જ સમજવી યા તો 'ભૂતને કબજે' થનારી તે વ્યકિતના મગજની નિર્બળતા સમજવી. મને એક દાખલો યાદ છે કે એક બૈરી ખરાબ ચાલચલગતની હતી. આથી તેના પર અંકુશ રાખવામાં આવ્યો અને તેને કામ વગર બહાર જવાની મનાઇ કરવામાં આવી. આથી તે સ્ત્રીએ સ્ત્રીચરિત્ર આદર્યાં અને જાણે ભૂત ભરાયું હોય તેવા ઢોંગ કરી ચોટલો છૂટો મૂકી તેણે ધૂણવાનું શરૂ કર્યું અને ઘરનાં માણસોને ભડકાવવા માંડયા. આથી ઘરના માણસો નરમ પડ્યા અને પેલી સ્ત્રી વળી પોતાનું ધાર્યું કરવા લાગી. આ પ્રમાણે દુનીયામાં ઢોંગ પણ ચાલે છે. એવે વખતે જો ધૂણનાર વ્યકિતને ખૂબ માર પડે તો તે તરત જ શુદ્ધિમાં આવી જાય છે. મગજની નિર્બળતા હોય તો કેવી રીતે ભૂત પ્રેત અંગમાં ભરાય છે એ આપણે જોઇએ.

કોઈ સ્ત્રી નબળા મગજની હોય, તેની પાસે તેના પડોશીઓ એવી વાત કરે કે "અમુક છોકરી તો એવા લાડમાં ઉછરી હતી કે તેના સુખની સીમા જ નહુતી. પરણાવ્યા પછી તે સાસરે ગઈ, જ્યાં પોતાના બાપને ત્યાં સુખ હતું તેવું ન હોવાથી તે બિચારી બહુ દુઃખી થઇ. દિવસે દિવસે તે ગળવા લાગી અને આખરે પોતાની અનેક લાલસાઓ પૂર્ણ કર્યા વગર તે બિચારી મરણ પામી. પછી એવું બન્યું કે તે પોતાની અતૃપ્ત રહેલી લાલસાઓ તૃપ્ત કરવા તેની ભાભીના અંગમાં આવવા લાગી અને પોતાને જે જે જોઇએ તે તેની ભાભીની મારફત માંગવા લાગી અને આ પ્રમાણે ઘણા દિવસ લહેર ઉડાવ્યા પછી તે તેની ભાભીના અંગમાં આવતી બંધ થઈ."

પેલી નબળા મગજની બાઇ આ વાત સાંભળીને પોતાના કોઇ એવા સગાંની કલ્પના કરી લે કે જે નાની વયમાં ગૂજરી ગયું હોય. પછી તો તે ઉપલી વાત જેવી બધી કલ્પનાઓ તે મરેલી વ્યકિત વિષે કરી લે અને નબળું મગજ હોવાથી એ જ વિચારો તેના મગજમાં ઘોળાયા કરે. આસ્તે આસ્તે તે વિષેના તેને સ્વપ્નો આવવા લાગે અને છેવટે તેના અંગમાં પણ પેલી વ્યકિત આવે, એવી પોતાની સ્થિતિ ધારી લે. સૂચન-શકિત તો

બડી અજબ છે! જેવા સૂચનો તમે તમારા વિષે લેશો તેવા તમે થશો. આ રીતે પેલી બાઈ જ્યારથી એમ ધારી લે કે તેના અંગમાં પ્રેત આવશે કે તરત જ તેવુંજ બનવા પામે. આ રીતે ભૂત પ્રેતોની બાબતમાં આપણે ત્રણ સ્થિતિઓ જોઇ:-
(૧) અતૃપ્ત રહેલા જીવોના ખરેખરા પ્રેતો, (૨) કોઈ જાતની અસર કરવા ઢોંગ કરવો તે અને (૩) મગજની નિર્બળતાને લીધે થતી અસર.

જો ખરેખરા પ્રેતો પોતાની લાલસાઓ તૃપ્ત કરવા આ દુનીયાની કોઇ વ્યકિતના અંગમાં પ્રવેશ કરે તો પોતાની લાલસાઓ તૃપ્ત થયા પછી તેઓ ચાલ્યા જાય અને તે પછી વધુ વખત તે કોઇને રંજાડે નહિ, એ વાત દીવા જેવી છે પણ ઘણાખરાને તો લાંબા કાળ સુધી ભૂત પ્રેતો આવે છે અને મરચાંની ધુમાડી કે મારથી તે નાશી જાય છે; એ ખરેખર ઢોંગજ છે. જ્યાં જ્યાં આવું બનતું હોય ત્યાં ત્યાં જ્યારે પેલી વ્યકિત સારી હાલતમાં હોય ત્યારે તેને સમજાવીને તેવું નહિ કરવા કહેવું અને તેના તરફ બહુ કડક વલણ પણ રાખવું નહિ. આવા ઢોંગ જ્યારે થતા હોય ત્યારે ઢોંગ કરનારી વ્યકિતની તે વખતની બધી હીલચાલ, તેનું બોલવું વિગેરે બારીકીથી તપા-

સવાથી આપણને ઘણું સમજાય છે. આ બે બાબતોમાં લેવાના ઉપાયો તો સૂચવાયા પણ મગજની નિર્બળતાવાળી વ્યક્તિને ભૂતપ્રેતનો ભોગ થતી કેમ અટકાવવી તે હવે સમજવું રહ્યું.

મગજની નિર્બળતાવાળી વ્યકિતને લગતા ઈલાજ બતાવવા પહેલાં સૂચનશકિત વિષે આપણે થોડુંક સમજી લઈશું. સૂચનશકિત એટલે મનમાં જે વિચારો કરવામાં આવે તેની શકિતઃ આવી શકિત બીજો માણસ ત્રીજા એક માણસ પર પણ અજમાવી શકે. એ શકિત એવી છે કે જગત્‌ના બધા મનુષ્યો પર તેની સત્તા જામેલી છે. પોતે અમુક કામ કરી જ શકશે એવા દ્રઢ સૂચનો લેનાર પોતાનું કામ અવશ્ય સફળ કરી શકે છે. તેવી જ રીતે એકાદ આફત આવી પડતાં હતાશ થઈ, જે માણસ એમ પુકારી ઉઠે કે તેનું કામ સફળ થશે નહિ; તેનું કામ કદાપિ સફળ થતું નથી. અનેક આફતો આવવા છતાં મનમાં સતત્ આવા જ સૂચનો લીધા કરવા કે આ કામમાં ગમે તેટલી નડતરો ઉભી થાય તોપણ હું સફળ જ થઈશ, એ ફતેહની ચાવી છે. સૂચનશકિત મોટા મોટા કામો પાર પાડી આપે છે અને તેનો અભાવ જ્યાં નજરે પડે ત્યાં નાના નાના કામો પણ

પૂરા થતા નથી. પોતે પોતાની મેળે સારાં કે નરસાં સૂચનો લે તેનું નામ સ્વસૂચનો છે. બહારના માણસોના સૂચનોની પણ ઘણા લોકો પર અસર થાય છે. ખાસ કરીને નાના બાળકો પર મોટા માણસના બોલવાની અસર બહુ થાય છે. માબાપો બચપણથી બાળકને સારા સારા સૂચનો આપતા રહે તો તે બાળક આગળ જતાં એક ઉત્તમ બાળક નિવડે છે પણ નાનપણથી જ 'લુચ્ચો છે. તોફાની છે, અક્કલ વગરનો છે' વિગેરે ઉપનામો બાળકને આપવા, એ તેની જીંદગી ખરાબ કરવા બરાબર છે, માણસને તેના કામમાં ઉ-તેજન આપવું એ જૂદી વાત છે અને તેને હીણો પાડનારા વિશેષણો લગાડી તેનું કામ બગાડવું એ જૂદી વાત છે. માબાપોએ આ વાત ખાસ ધ્યાન રાખવાની છે. બાળકોની જીંદગી સારી બનાવી આપવી એ દરેક માતાપિતાની ફરજ છે એટલે તેનું જીવન કેમ સારૂં બને, એનો તેઓએ સતત્ વિચાર અને પ્રયાસ કરવો જોઇએ. માબાપો પછી બીજી ફરજ શિક્ષકોની આવે છે. શિક્ષકો પણ પરિણામની દરકાર કર્યા વગર જલદી શીખી ન શકે એવા છોકરાને મૂરખો કે અક્કલ વગરનો કે ગધેડો કહે છે. નાના બાળકને હતાશ કરવાનો આનાથી વધુ કઠોર ઉપાય કયો હોઇ શકે? નાન-

પણુથી જેના મગજ પર છાપ બેસી જાય કે તે મૂરખો છે અને તે કંઈ શીખી શકશે નહિ, એ છોકરો ક્યાંસુધી પોતાનો અભ્યાસ ખેંચી શકે વારૂ ? જાત જાતના સૂચનોથી અથવા તો પોતાના શબ્દોથી વિદ્યાર્થીઓ ઉપર શી અસર થાય અને પાછળથી તેનું શું પરિણામ આવે, એ વિષયનું સારૂં જ્ઞાન, દરેક શિક્ષકે પ્રાપ્ત કરવું એ અગત્યનું છે.

સૂચનશકિત શું છે તે આપણે જોયું. હવે પેલી નિર્બળ મગજવાળી બાઇની વાત. મગજની નિર્બળતાને લીધે જયારે તેના અંગમાં કોઈ 'પ્રેત' આવતું હોય ત્યારે તે વ્યકિતને જેના પર અત્યંત ભરોસો હોય તે એ બાબતનો ઇલાજ કરી શકે. એવો ભરોસાપાત્ર ગૃહસ્થ કે સ્ત્રી, પેલી વ્યકિત પાસે એવી સરસ રીતે વાત શરૂ કરે કે તેના મગજમાં ઠસી ગયેલી પ્રેતની વાત નીકળી જાય અને તે કહે તે માનતી થઇ જાય. પછી તે ભરોસાપાત્ર ગૃહસ્થ તેના પર એવા પણ સૂચનો મોકલે કે 'પ્રેત' તારા અંગમાં આવી શકે જ નહિ. એવું કોઇ કારણ જ નથી. એ બનવાજોગ જ નથી. આવા આવા વિશ્વાસ બેસાડનારા સૂચનો નિર્બળ મગજવાળી વ્યકિત પર હસ્યા કે તરત જ ધારી અસર થાય છે અને 'પ્રેત' ની વાત પરથી

તેનો ભરોસો ઉઠી જાય છે અને તે ઘડીથી તે એમ માનતી થાય છે કે 'પ્રેત' મારા અંગમાં આવી શકે જ નહિ. જે ઘડીએ આવા સ્વસૂચનો લે તે ઘડીએથી તે સુખી થાય છે અને પછી 'પ્રેત' તેને રંજાડી શકતું નથી.

સૂચનશકિત આવી અજબ છે; તેનું મૂલ્ય આંકી શકાય તેમ નથી.



# પ્રકરણ સાતમું.

---

## વ્યક્તિ-તેજ.

---

આ દુનીયામાં બધા માણુસો એક સરખાં હોતાં નથી. તેમ જ બધાની શકિત અને સ્થિતિ પણ સરખી હોતી નથી. કોઇ તવંગર હોય તો કોઇ ગરીબ હોય અને કોઇ સુખી હોય તો કોઇ દુઃખી હોય. એ સ્થિતિમાં મનુષ્ય શાથી મૂકાય છે એ તો આપણા પ્રાચીન કર્મના સિદ્ધાંત વડે સમજી શકાય છે. પૂર્વ જન્મના જે મનુષ્યના જેવાં કર્મો હોય છે તેવાં ફળ તેને આ જન્મમાં ભોગવવાં પડે છે. ટુંકામાં પૂર્વ જન્મમાં વાવેલું તે આ જન્મે લણે છે.

આપણામાંના ઘણાઓએ આ જોયું હશે કે ઘણા માણુસો જે જે કામ હાથમાં લે છે તેમાં તેઓ સફળ જ થાય છે. ઘણા ડાકટરો એવા હોય છે કે જે દરદીઓને બીજા સાજા કરી શકયા ન હોય તેવાઓને પણ તેઓ સાજા કરી શકે છે. આમ બનવાનું કારણ જ્યારે આપણે જુવાનીયાઓ, વૃદ્ધ અને અનુભવી વડીલોને પૂછીએ છીએ ત્યારે

તેઓ કહે છે કે એ દાકતરને તો 'જશ રેખા' છે કે જે દરદીની સારવાર કરે તે સાજો જ થઈ જાય. દાકતરો ઉપરાંત બીજા પણ ઘણા માણસો પોતાના કામમાં બહુ સારી રીતે સફળ થાય છે. ગમે તેટલા નડતરો હોવા છતાં ઉપર જણાવ્યા તેવા મનુષ્યો હાથમાં લીધેલું કામ પૂરૂં જ કરે છે અને તે પણ સફળતાપૂર્વક. આનું શું કારણ? કોઇ કહેશે કે એ તો સંકટોની સામે થવાની હિંમત, આફત સમયે તેઓની ધીરજ, નડતરો દૂર કરવાની બુદ્ધિ વિગેરે સદ્‌ગુણો વડે તેઓ પોતાનું કામ ફતેહમંદીથી પાર પાડે છે. અલબત્ત, આવા સદ્‌ગુણો મોટા મોટા કામોની ફતેહયાબીમાં પુષ્કળ ઉપયોગી થઇ પડે છે પરંતુ એક મુખ્ય વસ્તુ છે; તે જો મનુષ્યોમાં ન હોય તો તેઓ કંઈ કરી શકે નહિ અને દૂનીયામાં આગળ પણ વધી શકે નહિ! તે વસ્તુનું નામ વ્યકિત-તેજ.

ગુજરાતી વાચકોના વાંચવામાં કે સાંભળવામાં આવો શબ્દ કદાપિ આવ્યો નહિ હોય એ હું જાણું છું. અંગ્રેજીમાં જેને Personal magnetism કહે છે તેને હું વ્યકિત તેજ કહું છું. વ્યકિત-તેજ ઘણા ખરા સફળ થયેલા વેપારીઓ અને મનુષ્યોમાં હોય છે અને તેના પ્રભાવ વડે જ

તેઓ પોતાના ધંધામાં સફળ થાય છે છતાં તેઓ તે વિષે કશું જાણતા નથી. તેઓને ભાન પણ હોતું નથી કે વ્યક્તિ-તેજ જેવું કંઈ દુનીયામાં હસ્તી ધરાવે છે! આમ છતાં તેઓ જાણ્યા વગર આ તેજના બળ વડે જ અને ખરે સમયે કરેલા તેના ઉપયોગ વડે જ પોતાના સેંકડો કામોમાં સફળ નિવડે છે અને દિવસે દિવસે આગળ વધતા જ જાય છે. જ્યારે આવી રીતે તેનું પદ્ધતિસરનું જ્ઞાન ન હોવા છતાં માણસ તેના બળે આટલું પ્રાપ્ત કરી શકે છે ત્યારે તેનું પદ્ધતિસર જ્ઞાન મેળવેલો તથા તેને કયી વેળા કેવી રીતે ઉપયોગમાં લેવું એ જાણનારો માણસ શું ન કરી શકે? અમેરીકામાં આ વિષયનું નિયમસર શિક્ષણ અપાય છે અને દરરોજ હજારો માણસો તે શીખી લઇ તેનો લાભ ઉઠાવતા થઇ જાય છે. ત્યાંના વેપારીઓ વ્યકિત-તેજનું ખાસ જ્ઞાન મેળવે છે અને ગ્રાહકો પર પ્રભાવ પાડી, તેઓને કંઈ ખરીદયા વગર કેમ પાછા જવા ન દેવા, એ તેઓ બહુ સારી રીતે જાણે છે. અહીંના વેપારીઓ શા માટે આવો લાભ ન ઉઠાવે? વ્યક્તિ-તેજના જ્ઞાનથી ઘણાઓને લાભ થવાનો પકકો સંભવ છે. અસ્તુ.

વ્યકિત-તેજની ટૂંકી વ્યાખ્યા આટલી જ છે: 'સામા પર પ્રભાવ પાડવાની કળા.' તેની ખીલવણી

કરી શકાય કે નહિ, તેના જવાબમાં આટલું જ કહેવાનું કે "સામા પર પ્રભાવ પાડવાની કળાનો અભ્યાસ કરવાથી અને તેનો મહાવરો રાખવાથી વ્યકિત-તેજ ખીલવી શકાય."

બીજાઓને આપણે કેવી રીતે હરકતકર્તા થઈ ન પડીએ અને તેઓનો ચાહ આપણા તરફ કેવી રીતે વધે, એ બાબતના માર્ગો અને રીતોનો અભ્યાસ કરવામાં કેટલા માણસો કેટલો વખત ગાળે છે? જો દરરોજ ઉત્સાહપૂર્વક આ વિષયમાં થોડીક મિનીટ વિચાર કરી પોતાનો રસ્તો નકકી કરવામાં આવે તો સ્વસૂચનના બળે કોઇ પણ માણસ બધાનો ચાહ મેળવી શકે અને આ જગતમાં સફળતા પ્રાપ્ત કરી શકે.

વ્યકિત-તેજના ભારેમાં ભારે વિકાસ માટે નીચેની ચીજો અગત્યની છે:-આનંદી ચહેરો, સ્થિર આંખો, શરીર તથા કપડાંની ચોખ્ખાઇ, તંદુરસ્તી, બળ, નિશ્ચય, નમ્રતા, વિનીતતા, શાંત સ્વભાવ, દયા, વિશ્વાસ, નિડરતા, વિચારશીલતા અને બીજાઓ તરફ પ્રેમભાવ.

સંપૂર્ણ આરોગ્ય વિના ઘણા શખ્સો બીજાઓ પર સારી રીતે પ્રભાવ પાડી શકે તેવા હોય છે પણ વ્યકિત-તેજના વિકાસ માટે આરોગ્ય, એ મુખ્ય પાયો છે. બિમાર શખ્સ કરતાં તંદુરસ્ત

શખ્સ વધારે આકર્ષક હોય છે અને વ્યક્તિ-તેજની ખીલવણી કરનારાઓએ આટલું યાદ રાખવું જોઇએ કે પ્રથમ તો સામા માણસોની ઇંદ્રિયોને પ્રસન્ન કરવાની છે અને રફતે રફતે તેનો આત્મા પ્રસન્ન થાય છે.

આરોગ્યની છટા સાથના સ્વચ્છ અને તેજસ્વી ચહેરાના દર્શન વડે જ સામો માણસ પ્રસન્ન થઈ જાય છે. ખરાબ દુર્ગંધ બહાર કાઢતા કપડાંવાળા અને શરીરવાળા મનુષ્ય કરતાં સ્વચ્છ કપડાંવાળા અને શરીરવાળા મનુષ્યને જોવાથી કોઈપણ માણસ વધુ પ્રસન્ન થાય છે. ઘોંઘાટ કરતા તથા નાકમાંથી નીકળતા ગણુગણાટ કરતા અવાજ કરતાં ધીમો, નરમ અને કેળવેલો અવાજ, કર્ણેંદ્રિયને વધારે પ્રસન્ન કરે છે. માટે વ્યક્તિ-તેજના વિકાસ કરનારાએ ઇંદ્રિયોને પ્રસન્ન કેમ રાખવી એનો ખાસ અભ્યાસ કરવો જોઇએ.

કોઇ ભારે વ્યક્તિ-તેજવાળા માણસનો અભ્યાસ કરવાથી માલમ પડશે કે તે એકદમ ગરમાગરમ ચર્ચામાં ઉતરી પડશે નહિ સિવાય કે કોઈ સત્ય સિદ્ધાંતોની ખાતર તેને તેમ કરવું પડે. ઘણા લોકોને એવી આદત પડી ગઇ હોય છે કે જરા તક મળે કે પોતાની એકાદ દલીલ રજૂ કરે છે, જેનો અર્થ દલીલ કરવા સિવાય બીજો કંઇ

હોતો નથી! પણ ખરેખરો વ્યક્તિ-તેજવાળો માણસ આવું કદાપિ કરશે નહિ. સરેરાસ મનુષ્યને ચોક્કસ ધખારો હોય છે કે જરા પણ તક મળે કે તે પોતાના સિદ્ધાંતો મોટા ફીલસુફની ઢબે સમજાવવા બેસી જાય છે. વળી કોઇ તેના સિદ્ધાંત સામે વાંધો ઉઠાવે કે તે વિષે કંઈ શંકા કરે, તે તેને ગમતું નથી એટલે તેની સામે જો કોઈ વ્યક્તિ–તેજવાળો માણસ હોય તો તે પેલાનું બધું સાંભળ્યા કરે છે અને પેલાને બકયે જવા દે છે. વ્યક્તિ–તેજવાળો માણસ પોતાના વિષે જાહેરમાં કદાપિ બડાઈ હાંકતો નથી. તે નમ્ર હોય છે પણ શરમાળ હોતો નથી અને દરેકને ઉ-તેજન આપતો રહે છે. તે વિચારશીલ હોય છે, મિત્રો કે અજાણ્યાઓ તરફ તે સર્વદા વિનયથી અને માયાથી વર્તે છે. આવું તે સ્વાર્થની ખાતર કરતો નથી. પરંતુ તેનો એવો સ્વભાવ જ હોય છે. પોતાની આજુબાજુની આફતો અને સંકટો તરફ તે બેદરકાર રહેતો નથી પણ ઉલટો તે બધાને મદદરૂપ થઇ પડે છે.

કેટલાક માણસોમાં બીલકુલ આકર્ષણ હોતું નથી. તેનું કારણ તેઓની સોબત છે. જે માબાપો સારાં હોતા નથી અને જેઓ બધાથી અતડા રહે છે તેઓના બાળકો મતલબી

બને અને બધાથી અતડા રહેતા શીખે તો તેમાં શી નવાઇ ? આવા વાતાવરણમાં ઉછરેલો બાળક મોટી વયે ઘણો ગેરવ્યાજબી ટીકાખોર નિવડે છે, જેથી કોઈ તેની દોસ્તી કરતું નથી અને આપણી ભાષામાં કહીએ તો તેનામાં વ્યક્તિ–તેજની ખામી હોય છે. ત્યારે વધારે આકર્ષક બનવા શા રસ્તા લેવા, એવો સવાલ સૌ કોઈ પૂછશે. આવું પૂછનારાઓને આટલી જ સલાહ આપી શકાય કે તેઓએ ટીકાઓ કરવાની આદત અને પોતાના ભાઇઓ વિષેના ખોટા ખ્યાલો તજી દેવા, બધા તરફ રહેમ-ભરી નજર રાખવી, લોકોમાં સહેલાઇથી ભળી જવું અને કોઇને નકામું ચીડાવાનું કારણ આપવું નહિ. સામા માણુસને પ્રસન્ન રાખવો. કેટલાક ડાહ્યાઓ વળી 'પ્રસન્ન રાખવાનો' અર્થ એવો પણ કરશે કે એ તો ખુશામત કરવા જેવું છે, સામા માણુસને આપણી વાણીથી પ્રસન્ન રાખવો, એમાં ખુશામતનો જરાક અંશ આવે છે ખરો પણ આવી રીતે જે માણુસ સામાને પ્રસન્ન રાખતો હોય તેને ખુશામતીયો કહી શકાય નહિ કારણ કે ખોટી વાત આવશે ત્યારે વ્યકિત–તેજવાળો માણુસ કદાપિ તેને પ્રસન્ન રાખવાની કોશેષ કરશે નહિ એટલું જ નહિ પણ પોતાના સત્ય સિદ્ધાંતોની ખાતર તે ગરમાગરમ ચર્ચામાં ઉતરશે. બાકી ખુશા-

મતીયો તો 'વીર અભિમન્યુ'ના નાટકમાં આવે છે તેવો હોય છે કે "મહારાજને એક દિન કહા કે બેગન બડા બુરા હય; હમને ભી ઝટ કહ દીયા કે બેગુન નામ પડા હય." રાજાએ કહ્યું કે વેંગણ ઘણું ખરબ હોય છે ત્યારે ખુશામતીયાએ તરત જ કહી દીધું કે તેને માટે બેગુણ–ગુણ વગરનું, એ વિશેષણ જ લાયક છે. થોડા દિવસ પછી વળી રાજાએ કહ્યું કે વેંગણ તો ઘણા મજાના આવે છે ત્યારે ખુશામતીઓ કહે છે કે બહુજ મજાના આવે છે; શી એની તારીફ કરૂં? માટે ખુશામતીયા જૂદા અને વ્યકિત–તેજવાળા મનુષ્યો જૂદા; આ બાબતમાં કોઇના ભમાવ્યા કોઇએ ભમાવું નહિ.

જે માણસ ખરેખર આકર્ષક થવા માંગતો હોય તેણે ખુદ પોતાની પરીક્ષા કરવી જોઇએ અને ચોક્કસ ખરાબ આદતો સુધારવાનો પકકો નિશ્ચય કરવો જોઇએ. ખરાબ આદતો એક દિવસમાં બાંધી શકાય નહિ તેમ જ તેટલા ટુંકા વખતમાં ઉખેડી શકાય પણ નહિ. પણ માણસ જો સારી આદત બાંધવાનો અને ખરાબ આદત ઉખેડવાનો સતત્ પ્રયાસ ચાલુ રાખે તો તે જરૂર સફળ થશે. આ બાબતમાં આટલું મગજમાં કોતરી રાખવું કે પોતાની ઇચ્છા હોય તેટલું અમુક

દિવસમાં પ્રાપ્ત ન કરી શકાય તો હતાશ થઈ જવું જોઇએ નહિ. બધાને હળવું મળવું, આનંદમાં રહેવું. તેઓ પર સારી છાપ પાડવી, કોઇને નકામું ચીડવવું નહિ, સામો મળવાને હમેશાં આતુર રહે એવો આનંદી સ્વભાવ રાખવો; આટલું જો કોઈ માણસ ધ્યાન દઇને આચરે તો ટૂંક વખતમાં તે લોકોમાં માનીતો થઈ જાય છે અને તે વ્યકિત–તેજવાળો માણસ ગણાય છે. જેમ જેમ તમે આ મહાવરો કરતા રહેશો તેમ તેમ તેમાં તમે વધુ સફળ બનતા જશો અને આખરે તે તમારા માટે સ્વભાવ પડી જશે. જેવો આ સ્વભાવ તમે પ્રાપ્ત કર્યો કે તમારૂં વ્યકિત–તેજ દિન પ્રતિદિન વધતું જ જશે.

ઉપર સૂચવ્યા એ રસ્તાઓ ઉપરાંત વ્યકિત–તેજની ખીલવણી કરવા માટે એક બીજો અગત્યનો અને ઉપયોગી માર્ગ છે. તે માર્ગ સ્વસૂચનનો છે. સ્વસૂચનોના બળે માણસ પોતાના ચારિત્ર્યમાં મોટા મોટા ફેરફારો કરી શકે છે. સ્વસૂચનો વ્યકિત-તેજ પ્રાપ્ત કરવામાં તમને ઘણા મદદરૂપ થઇ પડશે. તમે એવા જ સ્વસૂચનો લેયા કરો કે તમે આકર્ષક છો, વ્યકિત-તેજવાળા છો, વિગેરે; તો યોગ્ય સમયમાં તમે તેવા જ થઇ જશો કારણ કે જેવી તમારી ભાવના તેવા

તમે થશો. તમે જેવા વિચારો કરશો તેવા તમારા કાર્યો થશે અને કાર્યો પરથી તમારૂં ચારિત્ર્ય અંકાશે માટે જો તમે વ્યકિત-તેજવાળા થવાના જ વિચારો-સ્વસૂચનો પોષ્યા કરો તો તે સ્વસૂચનો અનુસાર તમારા કાર્યો થશે અને તમારા તે કાર્યોથી, તમે વ્યકિત-તેજવાળા છો કે નહિ, એ નક્કી થશે. સ્વસૂચનનું જ્ઞાન દરેક મનુષ્ય માટે આવશ્યક છે, જે વિષે એક જુદું જ પુસ્તક લખી શકાય.

વાચકો હવે સમજી ગયા હશે કે વ્યકિત-તેજ શું છે અને તેને કેમ ખીલવી શકાય તથા દુનીયામાં આગળ વધવા માટે તે કેટલું જરૂરી છે.



# પ્રકરણ આઠમું.

## રોગોપચાર.

મેસ્મેરીઝમ અથવા ઇલ્મેતવજ્જહ, અતિ અમૂલ્ય ઇલ્મ છે તેના ઘણા કારણોમાંનું એક એ છે કે તે વડે ઘણા રોગો મટાડી શકાય છે. આ વિદ્યા વડે રોગો મટાડી શકાય છે એ શોધ કંઇ નવી નથી. પ્રાચીન સમયમાં આપણા ઋષિયો આ વિદ્યાના બળે ઘણા દરદીઓને સાજા કરી શકતા. ખ્રીસ્તીઓના ધર્મપુસ્તક બાઇબલમાં જણાવવામાં આવે છે કે ઇશુ ખ્રીસ્ત તથા મોઝીઝ આ વિદ્યા જાણતા હતા અને ઘણા રોગીઓના રોગો હાથના સ્પર્શ વડે મટાડેલા તેમાં જણાવવામાં આવે છે.

આ વિદ્યાનો જન્મ આર્યાવર્ત્તમાં થયો હતો એ વાત તો નિર્વિવાદ છે. અહીંથી તે વિદ્યાનો મુસલમાનોમાં પ્રચાર થયો હતો. તવારીખ પરથી માલમ પડે છે કે નબી મહુમ્મદ અને તેમના મિત્ર અલ્લીને આ વિદ્યાનું જ્ઞાન હતું, જેને તેઓ ઇલ્મ તવજ્જહ કહેતા હતા. આ ઇલ્મ વડે તેઓ

પણ ઘણા રોગીઓના દરદો મટાડતા હતા. આ વિદ્યા અમેરીકનો અને યુરોપીયનો કેવી રીતે શીખ્યા એ વિષે હું થોડુંક જણાવીશ. સ્વામી આત્માનંદ, પોતાના 'માનસિક યોગ' નામના ગ્રંથમાં જણાવે છે કે કોઇ અમેરીકન અથવા યુરોપીયન પ્રથમ આ વિદ્યા હૈદરાબાદના એક મુસલમાન પાસેથી શીખી ગયો હતો, એવું તેમણે એક ગ્રંથમાં (ઘણું કરીને તિલસ્મફિરંગ નામના) વાંચ્યું હતું. કોઈ વળી એમ પણ લખે છે કે સને ૧૭૮૦માં કેટલાક અમેરીકનોએ આ વિદ્યાનું જ્ઞાન કેટલાક હિંદુઓ પાસેથી મેળવ્યું હતું. યુરોપમાં આ વિદ્યા મેસ્મેરના વખતથી ખુબ જાણીતી થઇ. અસ્તુ.

આ વિદ્યા વડે પ્રાચીન સમયમાં રોગો મટાડવામાં આવતા હતા, એ તો આપણે આગળ વાંચ્યું પરંતુ આધુનિક સમયમાં પણ તે વડે રોગો મટાડવાનું કામ શરૂ થઇ ચુક્યું છે. મેસ્મેર પણ લોકોના રોગો મટાડવાના પ્રયોગો કરતો હતો. ત્યારપછી દિવસે દિવસે આ વિદ્યા વડે થતા ઉપચારોના વિધિમાં સુધારાવધારા થવા લાગ્યા અને અત્યારે યુરોપ અને અમેરીકામાં ઘણે સ્થળે મોટી મોટી હોસ્પીટલો (રૂગ્ણાલયો) સ્થાપવામાં આવી છે, જ્યાં આ ઈલ્મના જોરે જ દરદીઓની સારવાર

કરવામાં આવે છે. ગઇ લડાઇ વખતે, તોપના ધડાકા આદિથી જેઓના અમુક અંગો ખોટા પડી ગયા હોય તેઓને આ વિદ્યા વડે સાજા કરવા માટે ઘણા રૂગ્ણાલયો ઉભા થયા હતા અને હજારો સિપાહીઓ તથા અમલદારો સાજા થઇને આ ઇલ્મને આશિર્વાદ દેતા થઈ ગયા હતા. આ પરથી વાચકોને ખ્યાલ આવશે કે દરદો મટાડવામાં આ ઇલ્મ કેટલો બધો ઉપયોગી છે અને તે શીખવો, એ કેટલું આવશ્યક છે.

આ વિદ્યાને લગતા પોતાના ગ્રંથમાં સ્વામી આત્માનંદજી નીચે મુજબ લખે છે:—

"પ્રાચીન સમયમાં આ અદ્ભૂત વિદ્યાની પ્રબળતાથી મહર્ષિઓ મોટા પુરૂષાર્થ અને ઉત્તમ હુન્નરો તથા વિદ્યાની વૃદ્ધિ કરી લોકોને મદદરૂપ થઈ પડતા હતા.

"પ્રાચીન મહર્ષિઓએ આ વિષયમાં કેટલાક ગ્રંથો લખેલા છે. તે ગ્રથો (૧) 'હિરણ્યગર્ભ સંહિતા' (૨) 'યોગ દર્શન' અને (૩) યોગ વાસિષ્ટનું સાતમું 'યોગ-પ્રકરણ' છે. યોગ વાસિષ્ટના વર્તમાન ગ્રંથમાં માત્ર ૭ પ્રકરણ છે. સાતમું પ્રકરણ મૂળ સંસ્કૃત ભાષામાં છે. તેનું ફારસી ભાષાંતર મારા જોવામાં આવેલ છે. તેમાં

નાના નાના માત્ર ૬૦ પાનાં છે. 'ગીતાસાર' નામના ગ્રંથના પાંચ પત્ર ફારસી જબાનમાં લખાયેલા છે અને આઠ સંસ્કૃતમાં લખાયેલા છે. આના ફક્ત પાંચ સૂત્રની જ ટીકા 'મેસ્મેરીઝમ' શીખવે છે. 'હઠપ્રદીપક' નામના ગ્રંથમાંથી પણ આ વિદ્યાને લગતી ઘણી માહિતી મળી શકે છે."

ઉપર ટાંકેલો ઉતારો જો કે આ રોગોપચારને લગતા પ્રકરણમાં વિષયાંતર છે છતાં પણ તેવું જોખમ ખેડીને પણ તે અત્રે ઉતારી લેવાનું મેં સાહસ કર્યું છે કારણ કે ઉપર જણાવેલા ગ્રંથોમાં આ વિદ્યા વિષે સારી હકીકત આપવામાં આવી છે અને આ ઈલ્મ શીખવાવાળાઓને અને ખાસ કરીને આ વિદ્યાના જોરે રોગો મટાડવા ઇચ્છતા શખ્સોને તે ઘણી ઉપયોગી થઈ પડે તેવી છે.

વૈદક વિદ્યામાં જેવી રીતે જૂદા જૂદા રોગો માટે જૂદા જૂદા ઔષધો નક્કી કરેલા છે તેવી જ રીતે આ ઇલ્મના જોરે મટાડી શકાતા રોગો માટે પણ જૂદી જૂદી વિધિઓ નક્કી કરવામાં આવી છે. આ ઇલ્મ વડે મટાડી શકાતા બધા દરદો વિષે લખવાનું આ સ્થાન નથી; તે માટે તો એક જુદું જ પુસ્તક લખવું પડે. પરંતુ નાના છતાં માણસોને વારંવાર પીડતા કેટલાક દરદોના ઇલાજો જ આ નાનકડી

ચોપડીમાં ટાંકવાનું અત્રે યોગ્ય ધાર્યું છે. આ દેશની દવાઓ અને યુરોપની દવાઓ જેમ જુદી છે તેવીજ રીતે જુદા જુદા મેસ્મેરીસ્ટો દરદો મટાડવામાં પોતપોતાની જુદી જુદી રીતોનો ઉપયોગ કરે છે.

બધા દરદોમાં માથાનો દુઃખાવો, પેટમાં દુઃખવું, બદહજમી વિગેરે એવા દરદો છે કે જે વડે હજારો માણસો દરરોજ પીડાયા કરે છે માટે આ નાના પણ વધુ રંજાડનારા દરદોને આ વિદ્યા વડે કેવી રીતે નાબુદ કરી શકાય, તેજ અત્રે જણાવવામાં આવશે.

## માથાના દુઃખાવાનો ઇલાજ.

જે માણસનું માથું દુઃખતું હોય તેને જમીન પર બેસાડો. તમારા બન્ને હાથના પંજા તેના લમણાં પર મૂકો. પછી જરા દાબો અને જમણો હાથ દરદીના કપાળ પર અને ડાબો હાથ માથાના પાછલા ભાગ પર રાખી આશરે એક મિનીટ સુધી ખુબ જોરથી દબાવો અને તે હાથ ખંખેરી નાંખો. પછી દરદીના કપાળને તમારા જમણા હાથ વડે થાબડો. જો દરદીના માથાના પાછલા ભાગમાં દુઃખ થતું હોય તો બન્ને હાથો વડે માથાના પાછલા ભાગથી ખભા સુધી માર્જનો

કરો. માથાના મથાળા પર જો દુઃખ થતું હોય તો તમારા બન્ને હાથો મથાળે તેમ જ લમણાં પર થાબડો. તમારા બન્ને હાથો એકી સામટા કામે લાગી જવા જોઇએ. આ પ્રમાણે ઇલાજ કર્યા પછી દરદીની સામે ઉભા રહો અને લમણાં તરફ માર્જનો કરો. આવા ત્રણ ચાર માર્જનો કર્યા પછી દરદીને એકદમ નાક વાટે શ્વાસ કાઢવાનું કહો. પછી દરદીને અડકયા વગર થોડીક પળ ઉર્ધ્વગામી માર્જનો કરો અથવા તો પંખો લઇને દરદીને પવન નાંખો, જે પછી દરદીને આંખો ઉઘાડવાનું કહો. જરૂર પડે તો ફરી આખો ઈલાજ કરી જાઓ.

## બદહજમીનો ઇલાજ.

દરદીને ચત્તો સુવાડો. પછી છાતીથી પેટના હેઠ નીચલા ભાગ સુધી માર્જનો કરો અને હાથ ખંખેરી નાંખો. થોડીક વાર થોભી ઘડીઆળના કાંટા ફરે છે તે દિશામાં જમણે હાથે પેટ ચોળો. આ ખાસ ધ્યાનમાં લેવાનું છે. જો તમે ખોટી દિશામાં પેટ ચોળશો તો દરદીને સારૂં થવાને બદલે સામું નુકશાન થશે. પછી તમારા બન્ને હાથ એકબીજા સાથે જોશથી ઘસો અને એક પેટ પર મૂકો અને બીજો પેટની બરાબર પછવાડે પીઠ પર મૂકો અને એ પ્રમાણે થોડીક મિનીટ

સુધી હાથો રાખી મુકો. પછી વળી માર્જનો કરો અને ઘડીયાળના કાંટાની દિશામાં પેટ ચોળો. સવારના પહોરમાં ઉઠતાં વેંત બરફપાણી પીવાનું દરદીને કહો અને ફળો પુષ્કળ ખાવાનું કહો. આ પ્રમાણેની સારવાર દિવસમાં બે વખત કરવી.

બદહજમી દવાથી મટી શકે નહિ. દવા નહિ વાપરવાની તમારા દરદીને સલાહ આપજો.

## બીજી રીત.

દરદીને ઉંડી નિદ્રામાં નાખો. આંતરડાવાળા ભાગને ચોળો અને દરદીને એવું સૂચન આપો કે દરરોજ ચોક્કસ વખતે તે ઝાડે જશે. ચોક્કસ વખત તમે જ નક્કી કરી, તે બાબતમાં મજબૂત સુચન આપજો. આમાં પણ ચોળવાનું જણાવવામાં આવ્યું છે, તે ઘડીઆળના કાંટાની દિશામાં જ ચોળવાનું છે.

## પેટના દુઃખાવાનો ઇલાજ.

દરદીને ચત્તો સુવાડો. તેને જ્યાં દુઃખ થતું હોય તેનાથી છ ઇંચ ઉંચી જગ્યાએથી શરૂ કરીને અધોગામી માર્જનો કરો. આ બાબતમાં પેટ અને આંતરડા જોરથી ચોળવાનું સલાહભર્યું નથી. આવી જાતના બધા દરદોમાં આટલું યાદ રાખવું કે દુઃખ થતું હોય તે જગ્યાએ પ્રથમ તો તમારા

મોંમાંથી ગરમ શ્વાસ ફુંકવો અને પછી માર્જનો કરવા. સારવાર પુરી થયા પછી દરદીને એકદમ શ્વાસ બહાર કાઢવાનું કહેવું.

## બેસી ગયેલા સાદનો ઇલાજ.

દરદીને તમારી સામે બેસાડો. બન્ને હાથે દરદીની ગરદનની પછવાડેના ભાગથી શરૂ કરી, આખી ગરદનની આસપાસ બન્ને હાથની આંગળીઓ એકઠી થાય તેવી રીતે માર્જનો કરો. પછી છાતી સુધી માર્જનો કરો અને હાથો ખંખેરી નાંખો. આ પ્રમાણે દશેક મિનીટ માર્જનો કરો. ગરમ શ્વાસ ફુંકો અને વળી થોડાક વધુ માર્જનો કરો.

બીજા આથી વધારે કષ્ટદાયી અને ભયંકર દરદો માટે પણ આવી જ રીતો છે પરંતુ આટલી રીતો જો તમને આવડી જાય તો ગમે તે સ્થળે તમે કોઇને પણ મદદરૂપ થઇ પડો. ઉપર તો આપણે બીજાના દરદો કેમ મટાડવા એ જણાવ્યું પરંતુ આપણે પોતે હમેશાં નીરોગી રહીએ એટલા ખાતર દરરોજ પ્રાણાયામ કરવો એ અગત્યનું છે. સ્વામી આત્માનંદે બતાવેલી પ્રાણાયામની રીત નીચે મુજબ છેઃ—

"પ્રાણાયામ કરવામાં હઠ કરવો નહિ. પેટ ખાલી હોય ત્યારે જ પ્રાણાયામ કરવો. ખુબ રસ ખાઇને કે પેટ ભરેલું હોય ત્યારે પ્રાણાયામ કરવો નહિ. શરીરની શકિતને અનુકૂળ આવે તે મુજબ જ તે કરવો.

પદ્માસન અથવા સિદ્ધાસન વાળીને બેસો. જીભ હોઠની બહાર કાઢીને શ્વાસ લ્યો. આખું શરીર વાયુથી ભરી ઘો. પછી ધીરે ધીરે નસકોરાં મારફત શ્વાસ બહાર કાઢો. શ્વાસ મુખમાંથી નીકળવો જોઇએ નહિ. આવા પ્રાણાયામ દરરોજ સવારે કે સાંજે ૮, ૧૦ કે ૨૫ કરવાથી પિત્ત વિકારના દરદો નાબુદ થાય છે. આ પ્રાણાયામ હમેશાં કરવો નહિ. દરદ હોય ત્યારે જ કરવો.

(૨) મ્હોંડુ બંધ કરીને સિદ્ધાસન વાળી બેસો અને નસકોરાં વાટે શ્વાસ અંદર ખેંચો પછી શ્વાસ રોકો અને જમણું નસકોરૂં બંધ રાખી ડાબા નસકોરાં વાટે શ્વાસ બહાર કાઢો. આ પ્રાણાયામથી બે પ્રકારના શ્લેષ્મ, કફવાયુ, જલંધર, હૃદયકંઠ અને ધાતુરોગની શાંતિ થાય છે. આ પ્રાણાયામ યથાશકિત કરવો. ગરમી કરનાર છે.

(૩) સિદ્ધાસન વાળીને બેસો. જમણા નસકોરાં વાટે શ્વાસ ખુબ અંદર ભરો અને થોડી વાર

પછી ડાબા નસકોરાં વાટે ધીરે ધીરે બહાર કાઢો, જે દરમ્યાન જમણું નસકોરૂં બંધ રાખો. આ પ્રાણાયામથી સર્વે પ્રકારના વાયુના રોગો અને કૃમીરોગ નાશ પામે છે.

આ પરથી તમને માલુમ પડયું હશે કે આ વિદ્યા કેટલી બધી અમૂલ્ય અને ઉપયોગી છે. હવે જ્યારે હું તમને કહું કે આ વિદ્યા દરેક મનુષ્ય શીખે એ ઇચ્છવા જોગ છે ત્યારે તમે આ વાતને પૂર ઉત્સાહથી ટેકો આપશો, એમાં શંકા જેવું કાંઇ નથી.



# પ્રકરણ નવમું.

## કેટલીક સૂચનાઓ.

ઈલ્મ તવજ્જોહ વડે દરદો પણ મટાડી શકાય છે, એ આપણે આગલા પ્રકરણમાં જોયું પરંતુ આ વિદ્યા એક ઘણા અગત્યના ખપમાં આવે છે. તે બતાવવાનું તો બાકી રહ્યું છે.

આટલું તો બધા જાણતા હશે કે હોસ્પીટલોમાં જ્યારે કોઈ દરદીને નસ્તર મૂકવાનું હોય છે ત્યારે તેને ઉંઘમાં નાંખી દેવા કે બેભાન કરી દેવા માટે તેને કલોરોફોર્મ-શીશી સુંઘાડવામાં આવે છે. આથી જેટલો વખત દરદી બેભાન રહે છે તે દરમ્યાન દાકતર નસ્તર મૂકી દે છે. કલોરોફોર્મથી દરદીને બેભાન કરવામાં હમણાં હમણાં એક બે ગેરફાયદા નજરે પડયા છે. ઘણી વખત એવું બન્યું છે કે નસ્તર માટે જેટલી મુદત જોઇએ તેના કરતાં ઓછી મુદત દરદી કલોરોફોર્મની અસર હેઠળ રહે છે. નસ્તરનું કામકાજ હજી ચાલતું હોય એટલામાં તે શુદ્ધિમાં આવવા લાગે છે. આથી કેટલીક વાર દરદીઓના

મરણ નીપજે છે અને કેટલીક વાર તેઓને ભારે નુકશાન થાય છે. જો કે ઘણા દાકતરો એવા ચાલાક હોય છે કે દરદી પરથી કલોરોફોર્મની અસર ઓછી થવા લાગે કે તરત જ સાવચેતી વાપરી ફરી કલોરોફોર્મ સુંઘાડે છે અને ફરી દરદીને બરાબર બેભાન કરી તેઓ પોતાનું કામ ચાલુ રાખે છે. પણ કંઈક વખત એવું બને છે કે દાકતર તો નસ્તર મુકવામાં એટલો મશગુલ બની ગયો હોય છે કે દરદીને ભાન આવતું જાય છે, એની પણ તેને ખબર રહેતી નથી અને આવું બને છે ત્યારે જ કલોરોફોર્મ નુકશાનકર્તા નિવડે છે. વળી એવું પણ બને છે કે કલોરોફોર્મ સુંઘાડવાથી ઘણા થોડો વખત બેભાન થવાને બદલે સદાને માટે બેભાન થઇ જાય છે એટલે કે મરણ પામે છે. આ પરથી માલમ પડશે કે કલોરોફોર્મ જેટલુ ઉપયોગી છે તેટલુંજ ભયભર્યું છે.

આપણે ત્રીજા પ્રકરણમાં વાંચી ગયા કે કલોરોફોર્મને બદલે પ્રાણવિનિમયનો ઉપયોગ કરી શકાય છે, એટલું જ નહિ પણ કલોરોફોર્મમાં જે ગેરફાયદા છે તે પ્રાણવિનિમયમાં નથી કારણ કે પ્રાણવિનિમયથી જ્યારે દરદીને નિદ્રામાં નાંખવામાં આવે ત્યારે તેને અમુક મુદત

માટે નિદ્રામાં રહેવાનું કહેવામાં આવે તો તે જણાવેલી મુદ્દત કરતાં વહેલો નિદ્રામાંથી ઉઠી શકશે નહિ. આથી સુગમતા એ પડે છે કે દાકતરને એમ લાગે કે નસ્તર મુકતાં અડધો કલાક લાગશે કે પાંચ મિનીટ લાગશે તો તેણે દરદીને અડધો કલાક કે પાંચ મિનીટ મોહનિદ્રામાં નાંખવો, જેટલા વખતમાં નસ્તરનું કામ પુરૂં થઈ જાય. બીજું પ્રાણવિનિમયથી નિદ્રામાં પડેલાં મનુષ્યો કદાપિ મરણ પામતા નથી. આવી જાતનો ભય આ વિદ્યામાં નથી. એકંદર રીતે જોતાં પ્રાણવિનિમયનો ઉપયોગ કલોરોફોર્મના ઉપયોગ કરતાં વધારે ઉપયોગી અને સલામતીભર્યો છે. સ્વાભાવિક છે કે કોઇ અહીં એવો સવાલ પૂછશે કે જો પ્રાણવિનિમય દાકતરોને એટલો બધો ઉપયોગી છે તો શામાટે અહીંની હોસ્પીટલોમાં તેનો ઉપયોગ થતો નથી? આ સવાલ વ્યાજબી છે અને તેનો જવાબ એ છે કે અહીં તો નહિ પણ યુરોપની અને અમેરીકાની ઘણી હોસ્પીટલોમાં કલોરોફોર્મને રૂખસદ આપવામાં આવી છે અને તેને બદલે પ્રાણપ્રયોગનો જ ઉપયોગ કરવામાં આવે છે. જો કે એનો હુજી જોઇએ તેવો પ્રચાર થયો નથી છતાં સમયના વહેવા સાથે તે બધી હોસ્પીટલોમાં પ્રચલિત થઇ જશે.

દંતવૈદોને પણ આ વિદ્યા ઘણી ઉપયોગી થઇ પડે છે. તેઓને જયારે દરદીના દુઃખતા કે સડેલા દાંતો કાઢવાના હોય છે ત્યારે દરદીને ઘણું દુઃખ થાય છે. આ જાતનું દુઃખ દરદીને ખમવું ન પડે અને વળી દાંત સહેલાઇથી કાઢી શકાય એવો જો કોઈ ઉપાય હોય તો શા માટે ન અજમાવવો ? અને તે ઉપાય પ્રાણુવિનિમય છે. પ્રાણુવિનિમય વડે દરદીને નિદ્રામાં નાંખી અથવા તો જે દાંત કાઢવાનો હોય તેની આજુબાજુના ભાગને જડ બનાવી દઇ જો દાંત કાઢવામાં આવે તો દરદીને બીલકુલ દુઃખ થશે નહિ. હજી મુંબઇમાં કોઇ દંતવૈદે આ જાતની પહેલ કરી નથી એટલે જે દંતવૈદ આ જાતની શરૂઆત કરશે તેને ઘરાકી વધે એવો સારો સભવ છે. અસ્તુ.

## અભ્યાસીઓને સૂચનાઓ.

ઇલ્મ તવજ્જહ વિષે આટલું વાંચ્યા પછી દરેક વાંચકને તે શીખવાનું દીલ થઇ જાય એ સ્વાભાવિક છે પરંતુ અમુક વિષયનું જ્ઞાન મેળવવા માટે કયી વસ્તુઓની જરૂર છે એ જોવું એ દરેક અભ્યાસી માટે ખાસ અગત્યનુ છે કારણ કે ગણિત શીખનારાઓ જો ગણિતનું પુસ્તક અને તે માટે જોઈતી બીજી સામગ્રી પોતાની પાસે ન

રાખે તો તેઓ ગણિત શીખી શકતા નથી તેવી જ રીતે પ્રાણુવિનિમય શીખવા માટે જે જે વસ્તુઓ જરૂરની છે તે બધી અભ્યાસી પાસે મોજુદ હોવી જોઇએ. વળી ગણિત ભણુનારાઓ પાસે જેમ બધી જોઈતી વસ્તુઓ હોય પણુ તે રાખી મૂકે અને અને કંઇ શીખવાની મહેનત ન લે તો તેઓ કંઈ શીખી શકતા નથી તેવી જ રીતે પ્રાણુપ્રયોગ માટે જોઇતી વસ્તુઓ પ્રાપ્ત કર્યા પછી પણુ જો એ વિદ્યા શીખવાનો મહાવરો પાડવામાં ન આવે તો તે શીખી શકાય નહિ.

પ્રાણુપ્રયોગ શીખવા ઈચ્છતા વિદ્યાર્થીઓને પુસ્તકો અને કોરી ચોપડીઓ કરતાં અમુક લાયકાતોની વધારે જરૂર પડે છે. પહેલી લાયકાત 'ધ્યાન' છે એટલે કે તે પોતાની ઈચ્છાશકિતને કાબુમાં રાખતો હોવો જોઇએ અને શરીરે તદ્દન તંદુરસ્ત હોવો જોઇએ. જેટલા પ્રમાણુમાં ઓછી તંદુરસ્તી તેટલા પ્રમાણુમાં તેનામાં ઓછું આકર્ષણુ સમજવું. જ્યારે તમે પોતે ખુદ તમારા પર અસર કરી શકો નહિ તો બીજાને ભાગ્યે જ કોઇ જાતની અસર કરી શકો ? તમે પોતેજ માંદા રહેતા હો ત્યારે બીજાને સાજા કરવાની વિદ્યા તમે કેવી રીતે પ્રાપ્ત કરી શકો ?

'આત્મ-શ્રદ્ધા' તો તમારામાં જરૂર જોઇએ. તમે બીજા પર અસર કરી શકશો એવો પકકો વિશ્વાસ તમારે તમારી શક્તિમાં રાખવો જોઇએ. જો તમારામાં પૂરી આત્મશ્રદ્ધા હોય તો તમારા વિધેયમાં જરૂરી વિશ્વાસ પેદા કરવામાં તમે જરૂર સફળ થશો.

જો તમે તંદુરસ્ત ન હો તો આરોગ્ય જાળ-વવાના બધા નિયમો પાળો અને તે ઉપરાંત શ-રીર તેમજ તે ઉપરનાં કપડાંની સંપૂર્ણ સ્વચ્છતા રાખો. કેશ, હાથ, નખ, એવી એવી દરેક ચીજ એકદમ સ્વચ્છ રાખો કારણ કે નખોમાં જો મેલ ભરાઈ રહ્યો હોય તો વિધેય પર માર્જનો કરતી વખતે તમારી આંગળીયો વાટે જતો ઓજસ્નો પ્રવાહ પૂરતા પ્રમાણમાં નીકળશે નહિ અને જે વખતે તમે સૂચનો આપતા હો તે વખતે જો વિધેયની નજર તમારા ગંદાપણા પર જશે તો તેને તમારા તરફ ઘૃણા ઉત્પન્ન થશે અને તમે ધારી અસર પેદા કરી શકશો નહિ.

નિયમિત કસરત પણ અગત્યની છે. વિદ્યા-ર્થીએ સાદો અને પૌષ્ટિક ખોરાક લેવો જોઇએ અને મદિરાને તો સ્પર્શ કરવો જ નહિ.

સંપૂર્ણ આત્મશ્રદ્ધા માત્ર આત્મ-સંયમથી જ મેળવી શકાય છે માટે પોતાની ઇંદ્રિયોને કાબુમાં

શખતાં દરેક વિદ્યાર્થીએ શીખવું જોઇએ. આવી જાતનો કાબુ મેળવી લીધાથી તમારી ઇચ્છાશક્તિ વધશે અને તેને લીધે તમને તમારી શક્તિમાં શ્રદ્ધા બેસશે.

વળી શરીર તથા કપડાંની સ્વચ્છતા ખાસ અગત્યની છે એટલું જ નહિ પણ હૃદયની પવિત્રતાની પણ જરૂર છે. જે માણસ મેલા દિલનો હોય તેને આ વિદ્યા શીખવાનો અધિકાર નથી કારણ કે એવા માણસના હાથે તેનો દુરૂપયોગ થવાનો સંભવ છે. હમેશાં પવિત્ર વિચારો પોષ્યા કરો તો તમારૂં હૃદય પવિત્ર બનશે એટલે સ્વચ્છ શરીર, સ્વચ્છ વસ્ત્રો અને પવિત્ર હૃદય, એટલી પ્રાપ્તિ તમને આ વિદ્યા શીખવામાં ઘણી મદદરૂપ થઇ પડશે.

ધ્યાનમગ્નતા અથવા એકાગ્રતા તો આ વિદ્યા માટે ખાસ જરૂરી છે. જયાંસુધી તમે એકાગ્રતા પ્રાપ્ત કરો નહિ ત્યાંસુધી આ વિદ્યા તમે મેળવી શકો નહિ એટલું જ નહિ પણ એકાગ્રતાના અભાવે ઘણાઓના મોટા મોટા પ્રયાસો અફળ જાય છે. પોતાના કામમાં જયાંસુધી માણસ મશગુલ—ધ્યાનમગ્ન થઈ જતો નથી ત્યાંસુધી તેનું તે કામ સુધરતું નથી. આ એકાગ્રતાનું મહત્વ

હજારો લોકો નહિ સમજતા હોવાથી ઘણા કામોમાં નિરાશ બને છે પણ જો તેઓ આટલું જાણે કે ધ્યાનમગ્નતા વડે દરેક કાર્યની સિદ્ધિ થાય છે તો તેઓ તેને પ્રાપ્ત કરી તેનો ઉપયોગ કરે અને પોતે ઉપાડી લીધેલા કાર્યોનું ઇચ્છિત પરિણામ લાવી શકે. આ પરથી સમજાશે કે દરેક કાર્યની સિદ્ધિ અર્થે એકાગ્રતાની ભારે અગત્ય છે. ઉપર જણાવેલી બધી લાયકાતોમાં સૌથી ચડીયાતી એક લાયકાત તો હજી મેં બતાવી નથી. જો કે આ લાયકાત સૌથી ચડીયાતી છે ખરી પણ તે ઓછા પ્રમાણમાં હોય તો પણ ચાલે. તે લાયકાત, બ્રહ્મચર્ય. બ્રહ્મચર્યના પ્રભાવ વિષે કંઈ ગાવા જેવું છે જ નહિ. પ્રાણપ્રયોગ શીખવો હોય તો તે શીખનારે બ્રહ્મચર્ય પાળવું જ જોઇએ એવો મારો કહેવાનો ભાવાર્થ નથી પણ બ્રહ્મચર્યના પાલનથી આ વિદ્યાનો ઓર પ્રભાવ પડે છે અને મુશ્કેલીના વખતે બ્રહ્મચર્ય તથા પ્રાણપ્રયોગના સંયુક્ત બળ વડે માણસ તે મુશ્કેલી સહેલાઇથી પાર કરી શકે છે. જો શીખનાર ગૃહસ્થ પરણેલો હોય તો તેણે બને તેટલો સંયમ પાળવો જોઇએ અને એ રીતે બ્રહ્મચર્યનો થોડોઘણો પણ લાભ તે ઉઠાવી લે. જે માણસ આટલો સંયમ ન પાળી શકે તે કદાપિ આત્મ-શ્રદ્ધાળુ બનતો નથી અને

આત્મશ્રદ્ધાના અભાવે તે આ વિદ્યા શીખી શકે જ નહિ માટે બીજી બાબતો ઉપરાંત આ બાબતમાં તો હરેક શીખનારે ખાસ સંયમ પાળવાની જરૂર છે.

આગળ જણાવેલી બધી લાયકાતો પ્રાપ્ત કર્યા પછી જ હરેક વિદ્યાર્થીએ આ વિદ્યાનો અભ્યાસ શીખવા માંડવો જોઇએ.



# પ્રકરણ દશમું.

---

## પ્રયોગવિધિ.

---

પ્રાણવિનિમયના પ્રયોગો કરવાની માત્ર એક જ રીત નથી. જૂદા જૂદા પ્રયોગકર્તાઓ જૂદી જૂદી રીતો વાપરે છે. આ બધી રીતો વિદ્યાર્થીઓને જાણવાની કશી જરૂર નથી; તેઓએ તો માત્ર બે ત્રણ સારી રીતો જાણવી, એ બસ છે. જયારે માણસ એક સામટી વધારે રીતો શીખે છે ત્યારે પ્રયોગ કરતી વખતે તે કોઇ કોઈ વખત ગુંચવાડામાં પડી જાય છે અને એક રીતનો બીજી રીત સાથે સંબંધ લગાડી દઇને, ભારે ગોટાળો કરી મૂકે છે. આથી માત્ર એક, બે કે વધુમાં વધુ ત્રણ રીતો સારી રીતે આવડતી હોય તો વિદ્યાર્થીઓ પોતાના પ્રયોગો સહેલાઇથી કરી શકે. અમે અહીં એવી બે ત્રણ રીતો આપીશું, જે બધી એક સામટી શીખી લેવાની વિધાર્થીએ કોશેષ કરવી નહિ પણ એકની પ્રાપ્તિ કર્યા પછી, બીજી શીખવાનું શરૂ કરવું અને તે પ્રાપ્ત થયા પછી ત્રીજીનો અભ્યાસ આરંભવો.

ડીલ્યુઝ નામના એક મેસ્મેરીસ્ટની રીત બહુ સારી છે. આ રીતમાં સૂચવ્યા મુજબ તમે પ્રયોગ આદરવાનું શરૂ કરો એ પહેલાં આટલું તમારે ધ્યાન રાખવું કે મગજ સ્વસ્થ રાખીને અને કશી પણ ઉતાવળ કર્યા વગર પ્રયોગ આરંભવો. ડીલ્યુઝની રીત હવે આપણે વાંચીશું.

## ડીલ્યુઝની રીત.

"વધુ પડતી ગરમી કે ઠંડી વગરનો એક ઓરડો પસંદ કરો. તમે પ્રયોગ કરતા હો તે દરમ્યાન તમને કોઈ નડતર કરે નહિ એવી ગોઠવણ કરી લ્યો. પછી તમારા વિધેયને ઘણી સગવડભરી રીતે બેસાડો અને તમે તેના સામે બેસો. તમારૂં આસન વિધેયના આસનથી ઉંચું હોવું જોઈએ, જેથી તેના ગુંઠણો તમારા ગુંઠણોની વચ્ચે ગોઠવાઇ રહે અને તમારા પગલાં તેના પગલાંની વચ્ચે રહે. પ્રથમ તો તમારા વિધેયને તેના મગજમાંથી બધી જાતના વિચારો કાઢી નાંખવાનું કહો; કોઇ પણ જાતનો વિચાર નહિ કરવાનું કહી દો. પોતાના પર પ્રયોગની જે અસર થાય તે વિષે પણ મગજ કસવાની તેને ના પાડી દો. ધાસ્તી, આશા, બેચેની, નિરાશા, એમાંનું કંઈ પણ મગજમાં હોય તો તે તાબડતોબ કાઢી નાંખવાનું વિધેયને કહી દો.

"જ્યારે આ પ્રમાણે તેનું મગજ ખાલી વિચાર વગરનું બની રહે ત્યારે તેના હાથના અંગુઠા તમારી બે આંગળીઓ વચ્ચે પકડો, જેથી તમારા અંગુઠાનો અંદરનો ભાગ તેના અંગુઠાના અંદરના ભાગને સ્પર્શ કરે. આમ કર્યા પછી તેના ચહેરા પર તમારી નજર ગોઠવો.

"આ પ્રમાણે તમે બેથી પાંચ મિનીટ સુધી નજર ટકાવી રાખો, જે દરમ્યાન તમારા અને વિધેયના અંગુઠા વચ્ચે સમાન ગરમી પેદા થઇ જશે.

'આટલું થઇ રહયા પછી અંગુઠા છોડી દો અને તમારા હાથ પહોળા કરીને કુંડાળામાં ફેરવતા હો તેમ ફેરવીને ;વિધેયના માથાથી જરા ઉંચે લઇ જાઓ. પછી તેના બે ખભા પર તમારા હાથ રાખી દો અને આ પ્રમાણે આશરે એક મિનીટ રાખો અને એક મિનીટ પછી વિધેયના હાથોને જરા જરા સ્પર્શ કરીને તમારા હાથો તેની આંગળીઓ સુધી લાવો.

"આ ક્રિયાનું નામ માર્જન. આવા માર્જનો પાંચ કે છ વખત કરો. જ્યારે તમારા હાથ નીચે જાય ત્યારે વિધેયના શરીરથી તમારા હાથ જરા દૂર લઈ, ફરી ઉંચેથી માજન શરૂ કરો.

"પછી તમારા હાથો તેના માથા પર મુકો. એક પળ સુધી એમ જ હાથ રાખી મુકો. હવે ચહેરાથી એક બે ઇંચ છેટે હાથ રાખીને ચહેરા પર થઈને ઠેઠ નાભિ સુધી માર્જન કરો. ત્યાં તમે આશરે બે મિનીટ થોભી જાઓ અને તમારા અંગુઠા નાભિ પર રાખો અને બીજી આંગળીઓ પાંસળીઓની નીચે રાખો.

"ત્યાંથી આસ્તે આસ્તે ગુંઠણુ સુધી અથવા તો તમને અગવડ ન પડે તો ઠેઠ પગની આંગળીઓ સુધી માર્જન કરો

"પ્રયોગના અરસા દરમ્યાન મોટા ભાગે તમારે આ રીત ફરીફરીને કામે લગાડતા રહેવું. વળી કોઈ કોઇ વખત વિધેયની નજીક જઇને તમારા હાથો તેના ખભાની પછવાડે મુકો અને ત્યાંથી કરોડરજ્જુ પર થઇને પીઠ સુધી માર્જનો કરો અને ત્યાંથી આસ્તે આસ્તે ગુંઠણો અને ઠેઠ પગની આંગળીઓ સુધી માર્જનો કરી નાંખો. પહેલો માર્જન કર્યા પછી તમારા હાથો વિધેયના માથા પર મુકો અને તે પછી તેના હાથો પર માર્જનો કરો. અડધા કલાકમાં જો ધારી અસર પેદા ન થાય તો પ્રયોગ બંધ કરો. તો પછી બીજા પ્રયો-ગે કે ત્યાર પછીના કોઇ પ્રયોગે ધારી અસર પરિણમશે."

ઉપર આપેલી ડીલ્યુઝની રીત બેશક ઘણી ધીમી છે છતાં તે વિશ્વાસ રાખવા લાયક છે અને આ રીતથી મળેલી સિદ્ધિ કાયમ માટે ટકી રહે છે અને બીજી રીતો કરતાં વધારે સારી ફ-તેહ આ રીતથી મળે છે.

## ડૉ. ડોડ્ઝની રીત.

ડૉ. જોન બોવી ડોડ્ઝ, જે જાણીતો મેસ્મેરીસ્ટ હતો અને આશરે પાંત્રીસ વર્ષ પર યુનાઇટેડ સ્ટેટસમાં પ્રખ્યાત હતો તેની રીત જુદી જ છે. તે ઘણો ફ-તેહમંદ મેસ્મેરીસ્ટ હોવાથી, તેની રીત પણ આપણે વાંચીશું, જે નીચે મુજબ છેઃ–

"કોઈ બીજા શખ્સની હાજરીમાં કે ઈચ્છા હોય તો સો શખ્સોની હાજરીમાં કોઈ પણ શખ્સનો હાથ પકડી બેસાડો. તેના હાથના પંજાના પાછલા ભાગ પર બીજી આંગળીનાં સાંધાઓથી એક ઇંચ ઉંચે તમારો અંગુઠો મુકો. આથી તમારો અંગુઠો 'ulner nerve', હાથની મુખ્ય નસ પર રહેશે, જે નસની શાખાઓ બીજી તથા ટચલી આંગળી સુધી પહોંચેલી હોય છે.

"જેવો તમે વિષયનો હાથ આવી રીતે પકડો કે તરત જ તેને, પોતાની આંખો તમારી આંખો પર ઠેરવવાનું કહો. તેના પર ધારી અસર કરવાના

પક્કા નિશ્ચય સાથે તમે તેની આંખો સામું અડધી કે એક મિનીટ સુધી તાકી રહો. પછી તેને તેની આંખો બંધ કરવાનું કહો. તેણે આંખો બંધ કર્યા પછી, તેની આંખના પોપચાં નીચેની તરફ નરમાશથી દબાવો. આ વખતે જે હાથ છુટો હોય તે જ વાપરવો કારણ કે એક હાથ તો વિધેયના પંજા પર રહેલો હોય છે. હવે તેના માથાના મથાળા પર તમારો છુટો હાથ મુકો. આ વખતે તમારો અંગુઠો તેના નાકની જરા ઉંચે કપાળ પર હોવો જોઈએ; પણ બીજા હાથનો અંગુઠો તો પેલી નસ પર જ હોવો જોઇએ. આટલું થયા પછી તેને દ્રઢતાભર્યા અવાજે કહો, 'તમે તમારી આંખો ઉઘાડી શકો જ નહિ.' જો તે આંખો ઉઘાડી શકે તો વળી એક બે વખત અજમાવી જુઓ. જો તમે તેની આંખો બંધ કરાવી ન શકો તો પ્રયોગ જ બંધ રાખો. વળી બીજા કોઈ પ્રસંગે અજમાવી જુઓ; બે ત્રણ પ્રયાસો પછી જરૂર સફળ થશો."

## રેન્ડોલ્ફની રીત.

ઉપર આપેલી બે રીતો ઉપરાંત એક ત્રીજી રીત પણ ઘણી ઉપયોગી થઇ પડે તેવી છે એટલું જ નહિ પણ તે એક કુશળ મેસ્મેરીસ્ટે સૂચવેલી હોવાથી ઘણી પદ્ધતિસર અને સરળ રીતે

સમજાવવામાં આવી છે અને આ વિદ્યા શીખનારાઓ તે જલદી ગ્રહણ કરી શકે તેવી છે. એ રીત "Your mesmeric forces and how to develop them" નામના પુસ્તકના બાહોશ કર્તા મી. ફ્રેન્ક. એચ. રેન્ડોલની છે. અંગ્રેજી ભણેલા વાચકોને આ પુસ્તક વાંચવાની હું ખાસ ભલામણ કરૂં છું કારણકે તેમાં ઘણી ઉપયોગી સૂચનાઓ આપવામાં આવેલી છે. રેન્ડોલે પ્રયોગ કરવાની જે રીત પોતાના પુસ્તકમાં લખી છે, તે નીચે મુજબ છે:—

"પ્રાણવિનિમયની પ્રાપ્તિ માટે જરૂરી એવી લાયકાતો મેળવ્યા પછી તમે તમારા મનુષ્યભાઇ પર પ્રયોગ કરી શકો. સમાજમાં પોતાનું બહુ વજન નથી, પોતે ઉંમરે નાનો છે, પોતાના બોલવાની બીજા પર અસર થતી નથી, એવા એવા અનેક પ્રશ્નો વડે શીખાઉ પ્રયોગકર્ત્તાનું મગજ ગુંચવાડામાં પડે છે. પરંતુ જો તેઓ આ પ્રશ્નનો વિચાર જ ન કરે અને પ્રયોગની સિદ્ધિ વિષે વિચાર કરે તો તેઓની બધી મુંઝવણ ચાલી જાય.

"પ્રાણવિનિમયનો મુખ્ય સિદ્ધાંત મનની એકાગ્રતા વડે તમારી પોતાની તથા બીજા શખ્સ કે શખ્સો વચ્ચે સહાનુભૂતિ અને પ્રેમ પેદા

કરવો, તે છે. આવી સહાનુભૂતિ વડે બન્ને પક્ષો વચ્ચે પરસ્પર લાગણી પેદા થાય છે. આ જાતની પ્રાપ્તિ કર્યા પછી જો પ્રયોગ કરવામાં આવે તો તેનું સાફલ્ય જલદી થશે.

"બીજો મુખ્ય મુદ્દો, પોતાના માટે વિધેયો કેવી રીતે મેળવવા, તે છે. તમારી શક્તિની કસોટી કરવા ખાતર બની શકે તો પોતાની ઈચ્છાથી પ્રયોગ કરાવવા આવે એવા શખ્સો મેળવો. આનો અર્થ એવો થતો નથી કે તમારે બીજાને અરજ કરવા જવું અને પ્રયોગ માટે તેને તૈયાર થવા કહેવું. તમારે તો વિધેય મેળવવા કોઈ દિવસ અરજ કરવી જ નહિ; કારણ કે આમ કરવાથી તમારો દરજ્જો હલકો થાય છે. સાધારણ રીતે સમજાવાતું હોય તેમ સામાને સમજાવી તેને તમારો વિધેય બનાવી શકો પણ કોઈ પણ જાતની અરજ તો કરવી જ નહિ. કેટલીક વખત એવું બને છે કે આવી રીતે જેને આપણે સમજાવતા હોઈએ તેને કંઈક અસર થાય છે અને બહારથી વિધેય થવાની ના પાડવા જેવી વલણ તે બતાવે છે પરંતુ આ વખતે આપણે વધારે મક્કમ બની તેને એવો સવાલ કરવો," તમને કંઈ લાગે છે?' અથવા "તમને શું થાય છે?" તે તરત જ જવાબ આપશે કે તેને કંઈક અસર થઈ રહી છે; હાથના

પંજામાં ચળ જેવું કંઈક થાય છે. જેના પર વધારે અસર થઈ શકે તેવું હોય તેના પર આ અસરની વધુ નિશાનીઓ જણાય છે.

## પ્રયોગ કરવાની રીત.

પહેલી રીતઃ—તમે યોગ્ય વિધેય મેળવી લીધો છે એટલું ધારી લ્યો. હવે પ્રયોગ માટે એવું સ્થળ પસંદ કરો કે જ્યાં તમને જરા યે હરકત થાય નહિ. સંપૂર્ણ શાંતિની બહુ જ જરૂર છે. આ સ્થળની આજુબાજુની જગ્યા એવી હોવી જોઇએ નહિ કે તે તરફ તમારા વિધેયનું ધ્યાન દોરવાય. ખૂબ આરામથી વિધેયને બેસવાનું કહો. તમે, તમને પસંદ પડે તો બેસો અથવા તો ઉભા રહો. મગજ અને શરીર આરામમાં રાખવાનું વિધેયને કહો. બધા વિચાર મગજમાંથી કાઢી નાંખવાનું તેને કહી દો. હવે તેનું માથું જરા આગળ નમાવો અને કંઈક ઝોકાં ખાતું હોય તેવી સ્થિતિમાં રાખો. તેના હાથો તેના ગુંઠણો પર રાખો અને પગના પંજા સાથે રાખો અથવા તો જો તમે બેઠા હો તો તમારો એક ગુંઠણ તેના ગુંઠણોની વચ્ચે ગોઠવો. આ ઘણી સગવડભરી રીત છે. હવે તેના હાથો એક બે પળ સુધી તમારા હાથમાં રાખો અને તમને સગવડ પડે તેમ તમે બેસો કે ઉભા રહો. તમારા જમણાં





પ્રયોગનો આરંભ] [જુઓ પાનું ૧૦૮.

હાથનો અંગુઠો તેના પંજાના પછવાડેના ભાગ પર રાખો. તે જ વખતે તમારો ડાબો હાથ તેના જમણા ખભા પર રાખો. આમ કરી તેની આંખો સામે મકકમપણે અને એકાગ્રપણે આશરે એક મિનીટ સુધી તાકી રહો. પછી તેને તેની આંખો બંધ કરવાનું કહો. તમારો અંગુઠો ઉઠાવી લ્યો અને લંબમાર્જનો* કરવા શરૂ કરો. આ માર્જનો તમે તેના માથેથી શરૂ કરીને પગ સુધી લઇ જાઓ અને મિનીટના આવા ચાર કે પાંચ માર્જનો કરો. જેવો તમે એક માર્જન કરો કે તરત જ કાળજી રાખીને હાથો ખંખેરી નાંખજો. આવા ઉત્સાહભર્યા બારેક માર્જનો કર્યા પછી કે તમે કંટાળી જાઓ ત્યાં સુધી માર્જનો કર્યા પછી તમારે વિરામ માર્જનો કરવા, જેથી માર્જન બંધ કર્યા વગર તમે આરામ લઈ શકશો. વળી વખતોવખત વિધેયની આંખો પર સ્થાનિક માર્જન પણ કરતા રહો. જ્યારે આંખો ભારે થયેલી દેખાય ત્યારે જ આવા માર્જનો કરવા.

દશ મિનીટ સુધી માર્જનો કર્યા પછી તમે તમારા વિધેયને ઝોકાં ખાતો હોય એવી સ્થિતિમાં જોશો. જેવી તમે આવી નિશાની ભાળો કે તરત

---

*૧ જાત જાતના માર્જનોની સંપૂર્ણ હકીકત મારા 'હીપ્નોટીઝમ' નામના પુસ્તકમાં આપેલ છે.

તમારે વધારે ઉત્સાહ અને આશા સાથે કામ આગળ ચલાવવું. તમારા વિધેયનું માથું છેક તેના ગુઠણ સુધી નમતું નમતું જાય નહિ ત્યાં સુધી તમારે સંતોષ માનવો જોઇએ નહિ. જ્યારે વિધેયની આવી સ્થિતિ થાય ત્યારે તે મોહનિદ્રામાં આવી ગયો કહેવાય; પણ તેની નિદ્રા હળવી હોય કે ભારે પણ હોય. તેના પર મોહનિદ્રાએ કેટલી અસર કરી છે તેની ખાતરી કરવા માટે વિધેયના ખભા પકડી તેને જગાડતા હો તેમ આમથી તેમ હલાવો. જો તે ઉંડી નિદ્રામાં હશે તો આવી રીતે હલાવવા છતાં તે જાગશે નહિ અને જેટલે દરજ્જે તેની મોહનિદ્રા ઉંડી હશે તેટલે દરજ્જે તે આવા ધક્કાથી બેદરકાર બનતો જશે. જો વિધેય આમ કરવા છતાં ન જાગી ઉઠે તો તે સંપૂર્ણ રીતે મુગ્ધાવસ્થાએ પહોંચેલો ગણાય.

મુગ્ધાવસ્થા પેદા કરવા માટે જોઇતો વખત વિધેયની લાયકાત પર આધાર રાખે છે. પણ ઘણાખરા પ્રયોગો માટે વધુમાં વધુ વીસ મિનીટ પૂરતી થશે. આમછતાં જો આટલા વખત પછી મુગ્ધાવસ્થાની કોઇ દેખીતી નિશાની નજરે પડે નહિ તો પ્રયોગ પડતો મુકવો, એ જ ઠીક થઈ પડશે અને બીજે દિવસે બીજો પ્રયોગ અજમાવવો. અહીંઆ આટલું યાદ રાખવું જોઇએ કે એક



મુગ્ધાવસ્થા ] [ જુઓ પાનું ૧૧૦.

વખત મોહનિદ્રા પેદા કરવામાં તમે સફળ થયા પછી તેમ કરવામાં તમને બહુ મુશ્કેલી નડશે નહિ અને જેમ જેમ તમે વધારે પ્રયોગો કરતા જશો તેમ તેમ તમારૂં કામ સહેલ થતું જશે.

બીજી રીત.–યોગ્ય વિધેય મેળવ્યા પછી, તેને ઉભો રાખો. જે સ્થળમાં પ્રયોગ કરો તે તો તદ્દન શાંતિભર્યું હોવું જોઇએ. હવે તેનું માથું તથા તેના ખભાઓ જરા આગળ નમાવો અને તેના હાથ તદ્દન ઢીલા રાખવાનું કહો. આથી તેના અંગના બધા અવયવો ઢીલા રહેશે અને તેથી તે શારીરિક વિરોધ ઉઠાવશે નહિ. તેની પીઠની મધ્યમાં બે ખભાઓના હાડકાંની વચ્ચોવચ્ચ તમારો જમણો હાથ મુકો તથા તમારો ડાબો હાથ તેના કપાળ પર હળવેથી મુકી રાખો. કપાળ પર હાથ કેવી રીતે મુકવો, એ આગલી રીતમાં સમજાવવામાં આવ્યું છે. તમારો ડાબો પગ તેના પગોના સંસર્ગમાં રાખો એટલે કે તેના બે પગની વચ્ચે તમારો પગ રાખો, જેથી તમારા પગની આંગળીઓવાળા બન્ને બાજુના ભાગને તેના પગના આંગળીઓવાળા ભાગો સ્પર્શ કરે. વળી તમારો ડાબો ગુંઠણ તેના ગુંઠણોને અડકેલો હોવો જોઇએ. આવી સ્થિતિમાં થોડીક મિનીટ સુધી ઉભા રહો. પછી તમારા જમણા હાથ વડે

તમારા વિધેયની પછવાડે સંક્ષિપ્ત માર્જનો કરો. આ માર્જનો ગરદનથી શરૂ કરીને કમર સુધી કરવા. વળી વખતો વખત તમારા ડાબા હાથ વડે તેના કપાળ અને આંખો પર, ગાલો સુધી માર્જનો કરો. તેના કરોડરજ્જુના મથાળા પર અને આખા રજ્જુ પર ગરમ શ્વાસ ફુંકો—આમ કરતી વખતે તમારા ગુંઠણનો સંસર્ગ છુટો થઇ જશે.

તમારા વિધેયમાં જરાક ઢીલાપણું આવે ત્યાંસુધી આ ક્રિયા ચાલુ રાખો. આવા ઢીલાપણાં સાથે ઘણું કરીને તેની આંખોના પોપચાં ઢળવા લાગશે. પછી તમારા જમણા હાથ વડે તેના જમણા હાથ સાથે સંસર્ગ* કરી તેને તેની આંખો બંધ કરવાનું કહો અને સાથે સાથે મકકમપણે તેને કહો, "ઉંઘી જાઓ!" વળી માર્જનો શરૂ કરો અને વિધેય પોતાનું સમતોલપણું ગૂમાવી ઉભા નહિ રહી શકવાની નિશાનીઓ બતાવે ત્યાંસુધી માર્જનો તથા વખતો વખત ગરમ શ્વાસ ફુંકવાનું ચાલુ રાખો. આ આખી ક્રિયા દરમ્યાન તમારો વિધેય પડવાની તૈયારી કરે કે તેને પકડી રાખવાને તમારે સાવચેત રહેવું જોઇએ. જેવો તે પડવાની નિશાની બતાવે કે તરત જ તમારા બન્ને હાથો તેની પીઠ પર મુકો. આથી તે સ્થિર

---

* આની રીત પહેલી રીતમાં બતાવેલી છે.

ઉભો રહી શકશે. આ વખતે તમે મનમાં એવી ઈચ્છા કરો કે તમે તમારા હાથ જેવા લઈ લેશો કે તરત જ તે પડવા માંડશે. જેવા તમે તમારા હાથ લઈ લ્યો કે તે પડવા માંડશે એટલે તમે તમારા હાથ તેની આસપાસ ગોઠવી તમારા હાથમાં તેને પડવા દો. પછી તેને જમીન પર ચ-તો સુવાડો. તેના આખા શરીર પર લંબમાર્જનો ઝડપથી કરો અને વારંવાર બોલતા જાઓ કે 'ઉંઘો, ખૂબ ઉંઘો." થોડીક પળમાં તેની મુગ્ધાવસ્થ વધારે ઉંડી થશે.

કેટલાક વિદ્યાર્થીઓ અહીં એવો સવાલ પૂછે એ સ્વાભાવિક છે કે વિધેય કેટલા વખત સુધી મુગ્ધાવસ્થામાં રહેશે. આનો જવાબ એ છે કે વિધેયને જો ઉંઘવા દેવામાં આવે અને તેને કોઈ હરકત કરે નહિ તો તે બેથી આઠ કલાકની અંદર જાગી જશે અથવા તો સાધારણ રીતે રાતે તે જેટલા કલાક ઉંઘતો હોય તેટલા કલાક ઉંઘ્યા પછી જાગશે.

**ત્રીજી રીત.**–આ ત્રીજી રીત જ્યારે તમારે એકથી વધુ શખ્સ પર પ્રયોગ કરવો હોય ત્યારે બહુ ઉપયોગી થઈ પડશે. વળી ઘણી વખત એવું બને છે કે જૂદા જૂદા માણસો પર જૂદી જૂદી રીતે અસર પેદા કરી શકાય છે એટલે પ્રયોગકર્તાને જો બે ત્રણ રીતો આવડતી હોય તો એક રીતે અસર ન થાય તો બીજી રીત

અજમાવી શકાય અને બીજી રીત અસર ઉપજાવી ન શકે તો ત્રીજી રીત વાપરી શકાય. પણ આ ડહાપણભર્યું કામ છે કે પહેલાં એક રીત પુરેપુરી શીખ્યા પછી જ બીજી રીત શીખવા માંડવી.

તમારા વિધેયો મેળવી તેઓને આરામથી બેસવાનું કહો. તેઓને એક જ હારમાં એવી રીતે બેસાડો કે તેઓની આગળ તથા પાછળ તમને માર્જનો કરવા માટે ઉભા રહેવાની જગ્યા રહે. દરેક વિધેય બાજુના વિધેયની સાથે ગુંઠણના સંસર્ગમાં હોવો જોઇએ એટલે તેઓના ગુંઠણ બાજુવાળાઓના ગુંઠણને અડકેલા હોવા જોઇએ. આથી તેઓની ઓછીવત્તી શક્તિ એકત્ર થઇને સરખે ભાગે વહેંચાઇ જાય છે. તેઓના માથાં જરા આગળ ઝોકાં ખાતા હોય તેવી સ્થિતિમાં નમાવો અને તેઓના હાથો તેઓના ગુંઠણો પર મુકો. આ પ્રમાણે કર્યા પછી અને આજુબાજુ શાંતિ સ્થાપ્યા પછી દરેકને પોતપોતાના નાકની અણી પર નજર ઠેરવવાનું કહો. આ વખતે તમે તેઓને સમજાવી દો કે જ્યારે તેઓને આંખો મીંચવાની લાગણી થાય ત્યારે તેઓએ ઉંઘવા માંડવું; તે લાગણીની વિરૂદ્ધ જવું નહિ. હવે તેઓની સામે ઉભા રહી, દરેકના પર ગુંઠણ સુ-

ધી વિરામમાર્જનો કરો. પછી પાછળ જાઓ અને તે બાજુથી દરેકની કમર સુધી માર્જનો કરો. આ ક્રિયા એક બે વખત ફરી કરો, જે દરમ્યાન દરેક વિધેયે એકબીજા સાથે ગુંઠણે ગુંઠણ અડકાડી સંસર્ગમાં આવતા રહેવું, એ જરૂરી છે.

માર્જનો કરો તે દરમ્યાન દરેક વિધેય પર થતી અસર તપાસતા રહો. જો એકાદ વિધેયમાં કંઇ નિશાની તમને નજરે પડે તો તેના કપાળ પર અંગુઠા વડે સંસર્ગ કરી, બાકીની આંગળીઓ તેના માથા પર રાખો. તમારો અંગુઠો નરમાશથી નીચેની બાજુએ દબાવો અને તેને તેની આંખો બંધ કરવાનું કહો અને વળી બીજી વખત અંગુઠો દબાવી મક્કમપણે બોલો કે, "ઉંઘી જાઓ." આ શબ્દો તમે બોલો તે વખતે વિધેયનું માથું જરા ઉંચકીને ખુરશીના પછવાડેના ટેકા પર ટેકાવો.

બધા વિધેયો પર એક પછી એક આવી ક્રિયા કર્યા પછી, જેના પર જલદી અસર થઇ હોય તેને પહેલાં શોધી કાઢવો. જેઓના પર નિદ્રાની અસર થઈ હોય તેઓને વધુ ક્રિયા માટે ત્યાં જ બેસાડી રાખો અને બાકીના જે કોઈ અસર પામ્યા વિનાના રહ્યા હોય તેઓને ઉઠાડી મુકવા અથવા તો તેઓની કશી દરકાર કર્યા વગર

તેઓને એમ જ બેસવા દેવા. પણ તેઓને ઉઠાડી મુકવા એ જ રસ્તો સલામત છે એટલે તેઓ બાજુના વિષેયોને હેરાન કરે નહિ. હવે જેઓ પર અસર થવા માંડી હોય તેઓના પર ઝડપબંધ માર્જનો કરવા માંડો એટલે તેઓ એક પછી એક મુગ્ધાવસ્થામાં દાખલ થવા માંડશે.

## જગાડવાની જુદી જુદી રીતો.

વિષેયોને નિદ્રામાં કેમ નાખવા એને લગતી જુદી જુદી રીતો આપણે વાંચી પરંતુ વિષેયને નિદ્રામાંથી જગાડવો, એ પણ કંઇ સહેલી વાત નથી. વળી નિદ્રામાં નાખવા માટે જેમ જુદી જુદી રીતો વપરાય છે તેમ જગાડવા માટે પણ જુદીજુદી રીતોનો વપરાસ થાય છે. તે બધી રીતો આપવાની કંઇ જરૂર નથી. માત્ર મુખ્ય રીતો અહિં ટપકાવી લઇશું. આ બાબતમાં ડો. રેન્ડોલ શું કહે છે તે આપણે પ્રથમ જોઇશું, જે પછી બીજી જુદી જુદી રીતો આપણે વાંચી જઇશું.

## રેન્ડોલની જગાડવાની રીત.

વિષેયને મોહનિદ્રામાંથી જગાડવાની અથવા મુગ્ધાવસ્થામાંથી મુક્ત કરવાની ક્રિયા, મુગ્ધાવસ્થામાં મુકવાની ક્રિયા જેટલી જ અગત્યની છે. કેટલાક તો એવી બીકે પ્રયોગ જ આરંભતા નથી

કે એક વખત મોહનિદ્રા ઉત્પન્ન કર્યા પછી તેઓ વિધેયને જાગૃતાવસ્થામાં લાવી શકશે નહિ. કોઇ પણ રીત વડે જો તમે મોહનિદ્રા ઉત્પન્ન કરવામાં સફળ થાઓ તો પકકો વિશ્વાસ રાખજો કે વિધેયને એટલી જ સફળતાપૂર્વક તમે જગાડી શકશો.

મુગ્ધાવસ્થામાંથી વિધેયને મુકત કરવા માટે ઉર્ધ્વગામી માર્જનો વપરાય છે. મોહનિદ્રા પેદા કરવા અધોગામી માર્જનો એટલે માથાથી પગ સુધી માર્જનો કરવામાં આવે છે અને નિદ્રા દૂર કરવા માટે ઉર્ધ્વગામી એટલે પહેલાંથી ઉલટા, પગથી માથા સુધી માર્જનો કરવામાં આવે છે. જગાડવાની ક્રિયા ચાલતી હોય તે વખતે અધોગામી માર્જનો બીલકુલ કરવા નહિ કારણ કે તેથી ઉલટી જ અસર થશે.

જગાડવા માટે ઉત્તમ રીત એ છે કે વિધેયને પૂછી જોવું કે તે જાગવાની વૃત્તિ ધરાવે છે કે નહિ. જો તેની જાગવાની વૃત્તિ નહિ હોય તો તે થોડાક વખત ઉંઘવાની ઇચ્છા બતાવશે. આવું બને તો તમારે તેને ઉંઘવા દેવો. અથવા તો ઉતાવળ હોય તો વળી તેનો હાથ પકડી મક્કમ અવાજે તેને જાગવાનું કહો, જે વખતે તમે તેને "તાજા થઇને જાગો' એમ કહો. તે વખતે

તેના કપાળ પર ઠંડી ફુંક મારો અને પછી ઉલટા માર્જનો કરવા માંડો. થોડીક વારમાં તે જાગી ઉઠશે અને તેના મોં પર સુસ્તી જેવું કંઇ જ લાગશે નહિ.

બીજા કેટલાકો વળી એવી રીત વાપરે છે કે તેઓ વિધેય પર ઉલટા માર્જનો કરી, તેના ચહેરા પર પોતાનો રૂમાલ આસ્તેથી હુલાવે છે અને મોટેથી બોલે છે, "જાગો." તરત જ વિધેય જાગી ઉઠે છે અને જો તે ન જાગે તો બીજા કોઇને વચ્ચે માથું મારવા દેતા નહિ. તમારે પણ તેને જગાડવાનો હઠ કરવો નહિ. તેને એમ જ ઉંઘવા દેવો અને તે પોતાની મેળે અમુક વખત ઉંઘ લીધા પછી જાગી ઉઠશે.

વિધેય જાગતો ન હોય અને જો ત્રીજો માણસ વચ્ચે પડે તો તેનું આકર્ષણ થવાથી વિધેય પર કંઈ નવી જ અસર જામે છે અને ઘણી વખત વાત વધી પડે છે. વળી તે ન જાગતો હોય અને તમે ગભરાઇ જાઓ તો પણ વિધેય પર માઠી અસર થશે.

કેપ્ટન જેમ્સની મુગ્ધાવસ્થા દુર કરવાની રીત નીચે મુજબ છે:-

ઘણાખરા વિધેયો તો સહેલાઇથી જાગી જાય છે કારણ કે માત્ર તેઓના માથા અને ચહેરા

પર ઠંડી ફુંક મારવાથી કે પંખો કરવાથી તેઓ એકદમ ઉઠશે.

આ રીત અજમાવવા છતાં વિધેયને આંખ ઉંઘાડવામાં મુશ્કેલી નડે તો તમારે તમારા અંગુઠાના નખો ઝપાટાબંધ અને જોરથી વિધેયના ભમરો પર ઘસવા અને પછી પંખો કરવો કે ઠંડી ફુંક મારવી. આમ કરવાથી વિધેય જરૂર જાગી જશે.

કેટલાક પ્રયોગકર્તાઓ વળી વિધેયોને જાગવામાં મદદ કરે છે. તેઓ વિધેયોને ઉભા કરી ઓરડામાં આમથી તેમ થોડીક વાર ઝપાટાબંધ ચલાવે છે અને પછી તેના પર ઉલટા માર્જનો કરે છે એટલે તે જાગી ઉઠે છે. આ માર્જનો કર્યા પછી બીજી એ રીત વાપરવામાં આવે છે કે વિધેયના ચહેરા પાસે એકદમ તાળીઓ પાડવામાં આવે છે અને વળી ઉર્ધ્વગામી માર્જનો કરવામાં આવે છે. વળી એક રીત એવી છે કે વિધેયને એમ કહેવામાં આવે છે કે "હવે હું એક, બે, ત્રણ ગણીશ. 'ત્રણ' કહેતાંની સાથે હું તાળી પડીશ અને તમે જાગી ઉઠશો. તૈયાર છો કે?" જો વિધેય કહે કે તે તૈયાર છે તો ચોખ્ખા એક સરખા અવાજે 'એક, બે ત્રણ' બોલો અને 'ત્રણ' બોલતાંની સાથે જોરથી તાળી

પાડો અને વિધેય સંપૂર્ણપણે જાગૃત થશે. તાળી પાડવાથી જો વિધેયને કઇ ધાસ્તી લાગે કે તે ભડકી જાય તો એ રીતને તમે તિલાંજલી આપજો અને તેને બદલે 'રૂમાલ' હલાવવાની રીત વાપરજો. કેટલાક અમેરીકનો ઉપલી દિશામાં પંખો નાંખવાની રીત વાપરે છે. એક અમેરીકન લેખકે પોતાની ચોપડીમાં નીચે મુજબની રીત જણાવી છે :—

"તમે વિધેયને જગાડવા માંગો છો તે તેની જાણમાં જ હોવું જોઇએ. પછી લગભગ બધા વિધેયો તાળી પાડવાથી કે ચપટી વગાડવાથી "તાજા થઈને જાગો" એમ કહેતાંની સાથે જાગી ઉઠે છે. જો વિધેય તમારૂં સૂચન સાંભળતાં વેંત ન જાગે તો ગભરાઈને દોડાદોડી કરવાનું કંઈ કારણ નથી. એવે વખતે તેને એકલો છોડવો, એ સલામત છે. થોડી વારમાં તે મોહનિદ્રામાંથી કુદરતી નિદ્રામાં પડશે અને પછી યોગ્ય વખતે જાગી ઉઠશે"

વિદ્યાર્થીઓને મારી સલાહ છે કે આ પ્રકરણમાં આપેલી મોહનિદ્રા લાવવાની અને દૂર કરવાની બધી રીતોનો પૂરેપૂરો અને ધ્યાનપૂર્વક અભ્યાસ કર્યા પછી જ પ્રયોગ આરંભવો. મને ખબર છે કે ઘણાઓને એવી ટેવ હોય છે કે

આવી કોઇ પ્રયોગાત્મક વિદ્યાનું પુસ્તક તેઓના હાથમાં આવે છે કે તરત જ તેઓ બીજી સામાન્ય વિગતો જાણ્યા વગર, પ્રયોગને લગતું પ્રકરણ ઉઘાડે છે અને તેમાં આપેલી રીત પ્રમાણે કંઇ જાણ્યા વગર પ્રયોગો આરંભે છે. આવા માણુસો કદાપિ કંઈ શીખી શકતા નથી. જયાં સુધી અમુક વિષયનું પદ્ધતિસર અને પકકે પાયે જ્ઞાન મેળવવામાં આવે નહિ ત્યાંસુધી તે વિષય કોઈ પણ વિદ્યાર્થી પોતાનો કરી શકે નહિ.

માટે આ વિદ્યા શીખવા ઇચ્છતા દરેક શખ્સને મારી સલાહ છે કે તેણે પ્રથમ તો આખું પુસ્તક વાંચી જવું અને ત્યાર પછી—પ્રયોગની રીતોવાળું—આ પ્રકરણ ફરી વાંચી જવું અને તમને જે રીત સહેલી લાગે તે બરાબર સમજી લેવી અને પછી પ્રયોગનો આરંભ કરવો. એક રીત સફળ થયા પછી જ બીજી રીત અજમાવજો. જો તમે એવું કરશો કે એક રીત અફળ ગઇ તો બીજી અજમાવો, તો એ હીસાબે તમે એકકે રીત શીખી શકશો નહિ કારણ કે એક અફળ જતાં, તમે બીજી રીત પકડશો, અને એ અફળ જતાં ત્રીજી પકડશો અને તે પણ અફળ જતાં તમારો આ વિદ્યા પરથી વિશ્વાસ ઉઠી જશે અને શીખવા ધારેલું કંઈ જ શીખી શકશો નહિ.

# પ્રકરણ અગીયારમું.

---

## પ્રયોગો વિષે વધુ માહતી.

પ્રાણવિનિમય વડે કેવી કેવી જાતના પ્રયોગો થઇ શકે એ હવે બતાવવું રહ્યું. આગલા પ્રકરણમાં આપણે વિધેયને મોહનિદ્રામાં કેમ નાખવો અને તેમાંથી તેને કેમ જગાડવો, એ શીખ્યા પરંતુ વિધેય મોહનિદ્રામાં હોય તે અવસ્થા દરમ્યાન તેના પર કયી કયી જાતના પ્રયોગો થઈ શકે, એ હજી શીખવાનું બાકી રહ્યું.

મુંબઇમાં ઘણા મેસ્મેરીસ્ટો આવે છે અને નાટકશાળામાં કે કોઇ છાપરૂં ઉભું કરી દઇ, પોતાના પ્રયોગો કરી બતાવે છે. આવા ધંધાર્થી પ્રયોગકર્તાઓની રોજી આ વિદ્યામાં જ રહેલી છે. જો તમે આવા એકાદ પ્રયોગકર્તાનો પ્રયોગ જોયો હશે તો તમને ખબર હશે કે મુગ્ધાવસ્થા દરમ્યાન કયી કયી જાતના પ્રયોગો થઇ શકે. એ અવસ્થામાં વિધેય પ્રયોગકર્તાના કાબુમાં હોવાથી, તે જે કંઇ કહે તે પ્રમાણે વિધેય કરે છે. વિધાયક તેને નાચવાનું, હસવાનું, રડવાનું, ભસવાનું કે ચૂપ રહેવાનું કહેશે તો તે

તેજ સૂચન અનુસાર વર્તશે. વિધાયક વિધેયને મુઠ્ઠી મીઠું આપી તેને એમ કહે કે "એ તો સાકર છે, ખાઇ જાઓ." તો વિધેય તે સાકર હોય એવી રીતે આનંદ પામતો ખાઇ જશે. આ પ્રમાણે અનેક રમતો મુગ્ધાવસ્થા દરમ્યાન થઇ શકે, જેમાંની થોડીકની રીતો નીચે મુજબ છે:—

## હાથો ચીટકાવી દેવાની રીત.

વિધેયને તમારી સામે બેસાડો, અને તેને પોતાના બન્ને હાથોના આંકડા વાળવાનું કહો તથા તમારી આંખો સામે તેને જોઇ રહેવાનું કહો. પછી તમે તેના આંકડા બીડાવેલા હાથો પર માર્જનો કરી દ્રઢતાપૂર્વક બોલો, "તમારા હાથો ખુબ ચીટકી ગયા છે; તમે તે ઉઘાડી શકશો નહિ; જેમ તમે ઉઘાડવાને વધુ મહેનત કરશો તેમ તે વધુ ચીટકતા જશે, વિગેરે." આ પ્રમાણે પાંચેક મિનીટ માર્જનો તથા સૂચનો આપ્યા પછી તેના હાથો ચીટકી જશે. તે ગમે તેટલી મહેનત કરશે પણ તે પોતાના હાથ છૂટા કરી શકશે નહિ. આવી રીતે વિધેયના બન્ને હાથો વડે લોટો પકડાવી, તેના હાથો લોટા સાથે ચીટકાવી શકાય. હાથ ચીટકાવવાના તથા લોટો ચીટકાવી દેવાના પ્રયોગો ઉપરાંત આને લગતો ત્રીજો પ્રયોગ પણ મેં કર્યો છે. તે આ છે. વિધે-

યને એક થાંભલાની આસપાસ પોતાના હાથો વીંટવાનું કહો. પછી તેને તમારી આંખો સામે તાકી રહેવાનું કહો. બે મિનીટ તાકી રહયા પછી તમે તેના હાથો પર માર્જનો કરી અગાઉ જણાવ્યા મુજબ જોશદાર ભાષામાં સૂચનો આપો અને તેના હાથો થાંભલા સાથે જ ચીટકી જશે. વાચકોએ અહીં ધ્યાન રાખવું કે આ પ્રયોગો મુગ્ધાવસ્થામાં તો થઇ શકે પણ વિધેય જાગૃતાવસ્થામાં હોય ત્યારે પણ થઇ શકે છે. મેં આ બધા પ્રયોગો વિધેયને જાગ્રતાવસ્થામાં રાખીને જ કર્યાં હતા.

આ પ્રમાણે હાથો તો ચોંટાડી દઈએ પરંતુ પ્રયોગની સફળતા જોઇને ઘણી વખત શીખાઉ વિધાયકો આનંદમાં આવી જાય છે અને હજી વિધેયના હાથો છુટા કરવાના છે એ વાત જ ભૂલી જાય છે. આવા આનંદમાં જયારે તેઓને ખબર પડે કે વિધેયના હાથો છુટા કરવાના છે ત્યારે ચોંટાડવાના પ્રયોગની સફળતાના અભિમાનમાં મહાલતા તેઓ એકદમ બોલી ઉઠે છે, "જા, છુટી જશે." પરંતુ આમ કંઇ હાથો છુટા થાય નહિ. આ પ્રમાણે ન થાય એ દરેક શિખાઉ વિધાયકને મારી સલાહ છે. તેણે તો આખા પ્રયોગ દરમ્યાન ચિત્ત સ્વસ્થ રાખવું જોઇએ અને હાથો ચોંટાડયા

પછી, વિધેય તે ઉઘાડી શકતો નથી એ જોનારાઓને થોડોક વખત બતાવ્યા બાદ, તેના હાથો છુટા કરવાનો પ્રયોગ આદરો. તેના હાથો પર ફુંક મારી, ઘણી દ્રઢતાપૂર્વક કહો, "તમે હવે હાથો ઉઘાડી શકશો; બીલકુલ મહેનત વગર તમારા હાથો છુટા થઇ શકશે." તરત તે પોતાના હાથો છુટા કરી દેશે.

## મુગ્ધાવસ્થામાં અંગેઅંગ ચીટકાવવાની રીત.

જેવી રીતે જાગ્રતાવસ્થામાં ઉપલી ક્રિયાઓ થઇ શકે તેવી જ રીતે મુગ્ધાવસ્થામાં વળી તેથી સારી રીતે એ બધું થઈ શકે. વિધેયને મુગ્ધાવસ્થામાં નાંખો. પછી તેનો હાથ તેના ગુંઠણ પર મુકી તેને એમ કહો કે તેનો હાથ તેના ગુંઠણ સાથે ચોંટી ગયો છે અને તે ત્યાંથી છુટો કરી શકશે નહિ. જરૂર તે પોતાનો હાથ ગુંઠણથી છુટો કરી શકશે નહિ. વળી તમે જ્યારે તેને કહો કે હાથ છુટો થઇ શકશે ત્યારે જ વિધેય પોતાના ગુંઠણ પરથી લઇ શકશે.

## જાત જાતના દ્રશ્ય બતાવવાની રીત.

વિધેયને મોહનિદ્રામાં લાવ્યા પછી એવું સૂચન આપો કે જ્યારે તે પોતાની આંખો ઉઘા-

ડશે ત્યારે તે પોતાની સમક્ષ ખળખળ વહેતી સુંદર નદી અને તેના બન્ને કીનારા પર મનહર વૃક્ષો જોશે. પછી જેવો તે આંખ ઉઘાડે એટલે આંગળી કરીને તેને બતાવો કે "આ રહી એ નદી." તરત જ તે નદી જોશે અને ખુબ આનંદમાં આવી જશે અને કીનારા પરની તૃણવાળી જમીન પર બેસતા હોય તેમ આનંદથી બેસી જશે. આ જ રીતે તમે વિધેયને વાઘ પણ બતાવી શકો અને ચોર પણ સામો ખડો કરી શકો. વળી દુનીયાની જાણીતી ઇમારતો જેવી કે, તાજ મહાલ, પીરામીડ, બકીંગહામ મહેલ, એફ્લ ટાવર, સ્વતંત્રતાદેવીનું ન્યુયોર્કમાંનું પૂતળું, વિગેરે વિગેરે બતાવી શકો.

## હાથ જડ બનાવી દેવાની રીત.

વિધેયને મોહનિદ્રામાં નાખો. પછી તેનો જમણો હાથ સીધો રાખી, તેના પર ખભેથી, આંગળીઓના છેડા સુધી માર્જનો કરો અને સાથે સાથે સૂચનો આપો. "તમારો હાથ જડ થઈ જશે; તદ્દન નિર્જીવ થઇ જશે; તે બીલકુલ લાકડા જેવો થઇ જશે; તમે તેને જરા પેહલાવી કે વાળી શકશો નહિ; તમારો હાથ જડ થઈ લાકડા જેવો થઈ ગયો." આ પ્રમાણેના સૂચનો તથા માર્જનો બે ત્રણ મિનીટ કરશો કે વિધે-



જડાવસ્થા ]

[ જુઓ પાનું ૧૨૭.

યનો હાથ જડ થઇ જશે. અને તે વાળી શકશે નહિ. પછી જયારે તેને પાછો અસલ સ્થિતમાં લાવવો હોય ત્યારે આંગળીના છેડેથી ખભા સુધી ઉલટા માર્જનો કરો અને જડતા દૂર થવાના સૂચનો આપો એટલે તરત જ તે પોતાનો હાથ હલાવી તેમ જ વાળી શકશે. આ જ રીતે વિધેયના શરીરનું કોઈ પણ અવયવ જડ બનાવી શકાય એટલું જ નહિ પણ તેનું આખું શરીર જડ લાકડા જેવું બનાવી શકાય. કેટલાક પ્રયોગકર્તાઓ આ જાતના પ્રયોગો કરી લોકોને ખુબ આંજી નાખે છે. આખું શરીર એક પાટીયા જેવું બનાવ્યા પછી તેને બે સ્ટુલ પર ગોઠવ્યું હોય—એક સ્ટુલ પર માથું અને બીજા પર પગ—અને તેના પર એક છોકરો કે માણસ ઉભો રાખ્યો હોય તો પછી જે દેખાવ રજુ થાય, એ લોકોને કેટલા છક્ક કરી નાખે! આ પ્રયોગ તમે પણ કરી શકો પરંતુ ઉતાવળ કરી બેસો તો જરૂર તમે વિધેયનું એકાદ અંગ નકામું કરી બેસો. આ પ્રયોગ મેં એકથી વધુ વખત કર્યો છે એટલે મારા અનુભવ પરથી હું કહું છું કે તેમાં બહુ સાવચેત રહેવાની જરૂર છે. વિધેયના શરીરને જડ બનાવવું એ એકદમ શકય નથી. એકેક અંગને જડ બનાવતા બનાવતા આખા શરીરને જડાવસ્થામાં લાવો ત્યાર પછી બે ત્રણ માણસો સંભાળથી

તેને ઉંચકી સ્ટુલો પર આગળ જણાવ્યા મુજબ ગોઠવો. હવે એક માણસને તૈયાર કરો. આવાં માણસનું વજન ઘણું હોય તો તમારે બનતાં સુધી હલકા વજનવાળો માણસ પસંદ કરવો. તેને જડાવસ્થામાં પડેલા વિધેય પર એવી રીતે ઉભો રાખો કે વિધેયના એકે અંગને આંચ ન આવે. તેનો એક પગ છાતી પર અને બીજો પગ બન્ને પગના સાથળના ભાગ પર રખાવો. અહીં આ પ્રયોગ તમાશબીનો માટે તો પુરો થાય છે પણ તમારે તો સાવચેત જ રહેવાનું હોય છે. ઉતાવળમાં આવીને પેલા માણસને તમારે ખેંચી કાઢવો નહિ પણ તેને આસ્તેથી ઉતારવો. પછી વિધેયને સ્ટુલો પરથી ઉતારી જમીન પર સૂવાડવો. તેના પર પગથી માથા સુધી વળતા માર્જનો કરો અને સૂચનો આપો કે "તેના બધા અવયવો હાલવાચાલવા માંડશે અને તે વધારે તાજો થઈને જાગશે વિગેરે." આ પ્રમાણે સૂચનો આપ્યા પછી તેના અંગો અસલ સ્થિતિમાં આવશે પરંતુ મોહનિદ્રામાં તો પડેલો જ રહેશે. તેને થોડી વાર ઉંઘવા દઈને અને જે બધું કર્યું તે ભુલી જવાનું સૂચન આપીને, તાજો થઈને ઉઠવાનું સૂચન આપો કે તરત જ તે ઉભો થશે અને જાણે ઉંઘમાંથી ઉઠયો હોય તેવી જ રીતે તે વર્તશે.

વિધેય પર પ્રયોગો કર્યા પછી જયારે તમે તેને જગાડવાના હો ત્યારે તેને તંદુરસ્તીના અને તાજગીના સૂચનો આપવાનું ચૂકતા નહિ કારણુ કે ઘણી વેળા એવું બને છે કે વિધેય જાગૃત થાય છે ત્યારે તેનું માથું સ્હેજ દુઃખવા આવે છે. જો આ પ્રમાણે એક બે વખત માથું દુઃખતું લઇને વિધેય જાગૃતાવસ્થામાં આવે તો તેને લીધે તેને આ વિદ્યા પર અણુગમો ઉપજશે અને ત્યાર પછી તે વિધેય થવાની ના પાડી દેશે. માટે આ વાત ખાસ મહત્વની છે કે તેને જગાડો તે પહેલાં તેને એવું સૂચન આપો કે, "તમે વધારે તંદુરસ્ત થઇને જાગશો." આવા આવા સૂચનો આપવાથી વિધેય તાજો થઇને જાગશે અને ફરીવાર તમે તેના પર પ્રયોગ કરવાનું કહેશો કે તરત જ તે તૈયાર થશે. આ પ્રકરણુમાં આપેલા છે તેવા ઘણા પ્રયોગો આ વિદ્યા વડે થઇ શકે છે પરંતુ હું આગળ કહી ગયો તેમ આ વિદ્યા માત્ર પ્રયોગો કરી બેસી રહેનારાઓ માટે નથી. પરંતુ આ વિદ્યાથી તો યોગબળ સધાય છે અને આત્માની મુક્તિની ચાવી પણુ લાધી જાય છે. પરમાર્થે કે આત્મોન્નતિ અર્થે જ આ વિદ્યાનો ઉપયોગ થવો જોઇએ એવી મારી માન્યતા છે.

---

# પ્રકરણ બારમું.

## કેટલાક વધુ પ્રયોગો.

ગયા પ્રકરણમાં આપણે જૂદા જૂદા પ્રયોગો કરવાની રીતો વાંચી અને આ પ્રકરણમાં પણ બીજા કેટલાક વધુ પ્રયોગોની રીતો વાંચીશું, જે-થી વાંચકોને પોતાનો અભ્યાસ આગળ ચલાવ-વામાં સારો મહાવરો થાય.

### ઉંઘતા માણસને મુગ્ધ કરવાની રીત.

જે ઉંઘતા માણસને તમે મુગ્ધ કરવા માગતા હો તેની પાસે ધીમેથી જાઓ જેથી તે જાગી ન ઉઠે અને ઘણા જ ધીમા સ્વરે આમ બોલો, "ઉંઘો. તમે ગાઢ નિદ્રામાં છો. ગભરાતા નહિ, તમે જાગતા નહિ પણ ઉંડી ઉંઘ લેજો, ઉંઘો, ઉંડી ઉંઘ લ્યો, તમે ગાઢ નિદ્રા ભોગવી રહ્યા છો." ઉપલું સૂચન કેટલીક વાર ઉચ્ચારી જાઓ. જો વિષેય જાગવાની વૃત્તિ બતાવતો હોય તો બોલતા બંધ થઈ જવું એ જ ઠીક છે પણ એવું કશું ન જણાય તો ત્રણ ચાર મિનીટ સુધી સૂચનો

ાપ્યા કરો; પછી તમારો હાથ વિધેયના મસ્તક
ર મૂકો અને તેને કહો, " તમે મારા સિવાય
ીજા કોઇનો અવાજ સાંભળી શકતા નથી. તમે
સઘસાટ ઉંઘો છો." આટલું કર્યા પછી તેને
ાઈ સવાલ પૂછો અથવા તે ગુલાબ સુંઘે છે
ાને તેની કેવી સુંગધિ આવે છે એ પૂછી જૂ-
ા. જ્યાંસુધી તે જવાબ આપે નહિ ત્યાંસુધી જવાબ
ાળવવાનો આગ્રહ કર્યા કરો. જો તે જાગ્યા વગર
મારો જવાબ આપે તો સમજી જવું કે તે
ુગ્ધ થઇ ગયો છે. પછી તમે તેના પર બીજા
ણુ પ્રયોગો કરી શકો. વળી બીજી એક રીત
ે. ઉંઘતા માણસ પાસે સાવચેતીપૂર્વક જાઓ
ાને તેના ચહેરાને સ્પર્શ ન થાય એવી રીતે
ાાડાક માર્જનો કરો. માર્જન માથાના મથાળેથી
ારૂ કરો અને આંગળીઓ જરા વળેલી વિધેયના
ાહેરાથી પોણોએક ઇંચ દૂર રાખી હૃદયના ભાગ
ુધી ધીમે ધીમે લાવો. આ દરમ્યાન વિધેયને
પર્શ ન કરવાની પૂરતી કાળજી રાખો. આવા
ા ત્રણ માર્જનો કર્યા પછી ધીમે અવાજે બોલો
'ઉંઘો, ઉંઘો, તમે ઘસઘસાટ ઉંઘો." થોડીક
મેનીટ સુધી આમ બોલ્યા પછી માર્જનો બંધ
ારો અને તમારો હાથ હળવેથી વિધેયના કપાળ
ાર મૂકો. પછી થોડાક સૂચનો આપો અને

મુગ્ધાવસ્થાની ખાતરી કરવા, અગાઉ જણાવ્યા મુજબ સવાલ પુછો.

## ઠરાવેલે સમયે કામ કરાવવાની રીત.

વિધેયને મુગ્ધ કર્યા પછી અને તમે તેની પાસે કયું કામ ક્યારે કરાવવા માગો છો તે નક્કી કર્યા પછી તેને ત્રણ વાર સબળ સૂચનો આપો કે અમુક સમયે (સમય તમારે જણાવવો જોઇએ) તે અમુક કામ કરશે. દાખલા તરીકે: "આજે સાંજે ચાર વાગે તમે શહેરમાં જજો અને અડધો ડઝન નારંગી ખરીદીને મને આપજો. મેં તમને આવું સૂચન આપ્યું છે એ તમને યાદ રહેશે નહિ પરંતુ તમને તેવી વૃત્તિ જ થશે અને તમે નારંગી લેવા જશો અને તમારી એ વૃત્તિ એટલી સબળ હશે કે તમે તે અટકાવી શકશો નહિ. હું તમને કહું છું તે પ્રમાણે જ તમે કરશો." આ પ્રમાણેના સૂચનો ઘણા આગ્રહપૂર્વક અને સબળતાપૂર્વક આપો. સૂચનો અપાઇ રહયા પછી વિધેયને જગાડો અને તે ઠરાવેલે સમયે તમારા કહેવા મુજબ જરૂર તમને નારંગીઓ લાવી આપશે. જે કામ અશક્ય હોય તે કરવાનું કદાપિ કહેતા નહિ અથવા તો વિધેયને હાનિકારક થઈ પડે એવું કામ પણ ના સોંપતા. આ પ્રમાણે

વિષેય પાસેથી અઠવાડીયે, મહીને કે છ મહીને પણ સૂચન આપીને કામ કરાવી શકાય પણ સૂચનો ઘણા જોશપૂર્વક અપાયેલા હોવા જોઈએ કારણ કે બધો આધાર સૂચનો ઉપર જ છે.

## સંખ્યાબંધ માણસોને મુગ્ધ કરવાની રીત.

સંખ્યાબંધ માણસોને મુગ્ધ કરવા હોય તો તેઓને અર્ધગોળાકારમાં બેસાડો અને તમે તેઓની સામે એવી રીતે ઉભા રહો કે બધા તમને જોઈ શકે. દરમ્યાન બધા તરફ તમારી આંખ ફેરવી જાઓ. હવે તેઓને એક બીજાના હાથમાં હાથ ભરાવવાનું અને તે મજબૂતીથી દાબી રાખવાનું કહો. તેઓને સૂચન આપો કે હું ત્રણ ગણીશ કે તમે તમારા હાથો છોડી શકશો નહિ. હવે 'એક, બે, ત્રણ,' ગણો અને ઝપાટાબંધ બોલી જાઓ, "હવે તમે બધા તમારા હાથો છોડાવી શકશો નહિ." તમે જો એ બધાને મુગ્ધ કરવા ઈચ્છતા હો તો તેઓને આંખો બંધ કરવાનું અને ઉંઘવાનું કહો. તેઓને નીચેના સૂચનો આપોઃ "તમારી આંખો મજબૂતીથી બંધ કરો, ઉંઘવાનો વિચાર કરો, તમારૂં મસ્તક ભારે થવા લાગ્યું છે, તમે ગાઢ નિદ્રામાં પડવા લગ્યા છો,

તમારા અવયવો ભારેભાર થઇ ગયા છે, તમે હાલી શકતા નથી, તમારી આંખો સજ્જડ બંધ થઇ ગઇ છે, તમે મારા સિવાય અન્ય કોઇનો અવાજ સાંભળી શકતા નથી." આ પ્રમાણે તેઓને મોહિનીનિદ્રામાં લાવ્યા પછી તમે તેઓના પર ફાવે તે પ્રયોગ કરી શકો.

## ટોળામાંના એક માણસને મુગ્ધ કરવાની રીત.

આ પ્રયોગ એવા માણસ પર જ થઇ શકે કે જેને તમે અગાઉ મુગ્ધ કર્યો હોય અને બીજી વાર મુગ્ધ થવાને રાજી હોય. ટોળામાંના જે માણસ પર તમે પ્રયોગ અજમાવવા માગતા હો તેની નજીક જેટલું જવાય તેટલા જાઓ અને તેના તરફ તાકી રહો. તાકવાનું ચાલુ હોય એ અરસામાં જેવો તે તમારા તરફ જુવે કે તેના તરફ જોરથી આંગળી લંબાવો અને બોલો, "મારી આંખ સામું જુઓ, તમે બીજી કોઇ તરફ જોઇ શકો જ નહિ. મારી પછવાડે આવો, તમારે મારી પાછળ આવવું જ પડશે." આવા સૂચનો આપવાનું ચાલૂ જ રાખો. પછી લંબાવેલી આંગળી તમારા તરફ ખેંચો અને ધીમે ધીમે પાછા હટતા જાઓ અને તે તમારી પાછળ આવવા માંડશે.

તે પાછળ આવે છે એવી ખાતરી થયા પછી તમે ઝડપથી ચાલવા માંડો એટલે તે તમારી આંગળી તરફ ઝપાટાબંધ ચાલતો આવશે. તે તો દોડતો આવશે માટે તમારી આંગળી તેની આંખમાં લાગી ન જાય તે વિષે પૂરતી કાળજી રાખજો.

## દુઃખતો દાંત કાઢવાની રીત.

વિધેયને ઉંડી મુગ્ધાવસ્થામાં લાવો. તેને કહો કે તેના દુઃખતા દાંતને કશું દુઃખ થતું નથી અને તેના ચહેરાને કશી લાગણી થતી નથી. આ પ્રમાણે સબળ સૂચનો આપ્યા પછી દંતવૈદને દુઃખતો દાંત કાઢવાનું કહો. દાંત કઢાતો હોય એ અરસામાં ચાલૂ સૂચનો આપ્યા કરો કે તેને કશુ દુઃખ થતું નથી. દાંત કાઢી લીધા પછી તરતજ વિધેયને જગાડવો નહિ પણ તેને થોડું પાણી આપો અને મોં ધોવાનું કહો. પછી તેને આંખો બંધ કરવાનું કહી એવું સૂચન આપો કે, જ્યારે તે જાગશે ત્યારે તે કશું જાણશે નહિ, તેના દાંતના પેઢામાં કશો દુઃખાવો રહેશે નહિ કે સોજો આવશે નહિ અને જખમ ઝપાટાબંધ રૂઝાઇ જશે. આ પ્રમાણે સૂચનો આપ્યા પછી તેને જગાડો.

## ટેલીફોન મારફત મુગ્ધ કરવાની રીત.

આ પ્રયોગ માટે એવા કોઇ માણસની પસંદગી

કરો કે જેને અગાઉ તમે મુગ્ધ કર્યો હોય. ટેલીફોનનું ભૂંગળું વિધેય પોતાને કાને મૂકે તે વખતે તે જમીન પર બેઠો હોય તો વધારે સારૂં કારણ કે જ્યારે તેને મુગ્ધાવસ્થા પ્રાપ્ત થાય ત્યારે તે વખતે પડી જાય. તે જમીન પર બેઠો છે એવી ખાતરી કર્યા પછી તેને નિશ્ચયપૂર્વક સૂચનો આપો, "અડધી મિનીટમાં તમે ઘસઘસાટ ઉંઘી જશો—હમણાં તમારૂં માથું ભારે થઈ ગયું છે—તમે ઉંઘવા લાગ્યા છો—તમે હવે જાગી શકો જ નહિ—તમે ઘસઘસાટ ઉંઘ લઈ રહ્યા છો, ગાઢ ઉંઘમાં છો, ખૂબ ઉંઘમાં, ઉંડી નિદ્રામાં છો." સાધારણ રીતે આટલા સૂચનોથી વિધેય ઉંડી નિદ્રામાં પડી જશે. અને જો તેને કશી અસર ન થઈ હોય તો ઉપલા જ સૂચનો વધુ વાર ઉચ્ચારી જાઓ. અડધી મિનીટનું સૂચન હમેશાં બહુ જ નિશ્ચયપૂર્વક અને આગ્રહપૂર્વક અપાવું જોઇએ. વિધેય સાન્ટાક્રુઝ હોય અને તમે મુંબઈથી આ પ્રયોગ કરતા હો તો પણ તે સફળ થશે એટલું જ નહિ પણ અમદાવાદમાં રહેતા વિધેયને પણ ટેલીફોન મારફત મુંબઇથી મુગ્ધ કરી શકાય કારણ કે આમાં વિધેય કેટલો દૂર છે એનો સવાલ જ નથી; તે તમારા સૂચનો બરાબર સાંભળી શકે છે કે નહિ તે જ તમારે જોવાનું છે.

## ટપાલથી કે તારથી મુગ્ધ કરવાની રીત.

આ પ્રયોગમાં પણ અગાઉ અજમાવ્યો હોય એવા જ વિધેયને પસંદ કરો. એક કોરા કાગળમાં સ્પષ્ટ અક્ષરે આ મુજબ લખો:—"થોડીક સેકંડમાં તમે ગાઢ નિદ્રામાં પડશો. તમે જાગી શકો જ નહિ. તમારૂં માથું ભારે થવા લાગ્યું છે. તમે ભારે ઉંઘ લેવા લાગ્યા છો. તમે ઉંડી ઉંઘમાં જવા માંડયા છો." નીચે મોટા અક્ષરે તમારી સહી કરો. આટલું લખાણ ટપાલથી તમારા વિધેય પર મોકલો. જેવો તે કાગળ ઉઘાડશે અને વાંચશે કે તરત જ તે ઉંડી ઉંઘમાં પડશે. તારથી મુગ્ધ કરવાની રીત પણ આ જ પ્રમાણે છે.

## દૂર બેઠે બેઠે મુગ્ધ કરવાની રીત.

વિચારવિનિમય જેવી વસ્તુ જો જગતમાં હસ્તી ધરાવતી ન હોય તો દૂર બેઠે બેઠે મુગ્ધાવસ્થા લાવવાનો પ્રયોગ અશક્ય જ છે. ઘણા માણસો વિચારવિનિમયની અને માનસશાસ્ત્રની હસ્તી કબૂલ કરતા જ નથી જ્યારે પુષ્કળ માણસોને તે વિષે પૂરી શ્રદ્ધા છે. આ જાતના જ્ઞાનથી ઘણા માણસો ૫૦૦ કે ૧૦૦૦ માઇલ દૂર બેઠેલા વિધેયોને મુગ્ધ કરવાનો દાવો કરે છે. તે વિષે વાચકોએ પોતાની ખાતરી કરી લેવી એ જ ઠીક

છે. તેની રીત આ મુજબ છે: "તમારી આંખો બંધ કરો. તમારા વિધેયની મૂર્તિ તમારી સમક્ષ ખડી કરો અને પછી મનમાં આ પ્રમાણે બોલ્યા કરો- 'તમારે ગાઢ ઉંઘ લેવી. તમે ખુબ ઉંઘો જ ઉંઘો, તમે ઘસાઘસાટ ઉંઘો, જોશથી ઉંઘો, પુષ્કળ ઉંઘો; તમે ઉંડી ઉંઘમાં છો અને મારા કહેવા મુજબ જ તમે કરજો.' આ સૂચનો ત્રણ વાર ઉચ્ચારી જવા. જ્યાંસુધી તમારા વિધેયની સ્પષ્ટ મૂર્તિ તમારી સમક્ષ ખડી કરી શકો નહિ ત્યાંસુધી તમે સફળ થશો નહિ માટે સ્પષ્ટ મૂર્તિ દેખાયા વગર સૂચનો આપવા જ નહિ.

## જડાવસ્થા લાવવાની રીત.

વિધેયને ઉંડી નિદ્રામાં લાવ્યા પછી તેને ટટ્ટાર ઉભો રહેવાનું કહો. પછી તેને કહો કે તેના શરીરના બધા સ્નાયુઓ કઠણ અને સજ્જડ થઇ ગયા છે અને તે વળી શકશે નહિ. તેનું હૃદય બરાબર કામ કરશે પણ તેના બધા અવયવો એકદમ જડ થઇ ગયા છે. આવા સૂચનો આપતી વખતે તેના હાથો પર થોડાક માર્જનો ઝડપથી કરો અને બોલો, "તમે સાવ સજ્જડ થઇ ગયા છો." જ્યારે તમે વિધેયની જડાવસ્થા દૂર કરવા માગતા હો ત્યારે તેને તેના અવયવો ઢીલા કરવાનું કહો અને આખું શરીર ઢીલું કરી દેવાનું સૂચન આપો.

પછી જગાડવાની રીત મુજબ તેને જગાડો. જડાવસ્થા લાવવા માટે વિધેયને ઉભો રાખવો એ જ સારો માર્ગ છે કારણ કે આમ કરવાથી પ્રયોગની અસર જલદી થ.ય છે.

## દિવ્યદ્રષ્ટિ લાવવાની રીત.

દિવ્યદ્રષ્ટિ એટલે દૂર બેઠે બેઠે નરી આંખોથી જોઇ ન શકાય એવી કોઇ વસ્તુ સ્પષ્ટ રીતે જોવાની શક્તિ. આવી શક્તિનું અસ્તિત્વ કેટલાકોને માન્ય નહિ હોય પરંતુ આ વિષયમાં ઘણાઓએ જાતિઅનુભવ મેળવેલો છે અને તેઓની પક્કી ખાતરી થઈ ગઇ છે. દિવ્યદ્રષ્ટિ લાવવાની છેલ્લામાં છેલ્લી રીતો નીચે આપેલી છે.

**રીત**–વિધેયને બને તેટલી ગાઢ નિદ્રામાં મુકો. દિવ્યદ્રષ્ટિના પ્રયોગ માટે વિધેયને હમેશાં માર્જનોથી જ મુગ્ધ કરવો. સૂચનોથી આ પ્રયોગ અફળ જવાનો સંભવ છે. વિધેયને ગાઢ નિદ્રા પ્રાપ્ત થયા પછી પણ પાંચદસ મિનીટ સુધી માર્જનો કરવાનું ચાલુ રાખો. આવા માર્જનોથી તે વધુ ઉંડી નિદ્રામાં જશે. ખુબ ઉંડી નિદ્રામાં જાય તે પછી તમારી ઘડીઆળ લઈને તેના કપાળ આગળ ધરો અને કેટલા વાગ્યા છે તે પૂછો. જો તે કહે કે તે જોઇ શકતો નથી તો તેને પૂછો કે જોવામાં શું વિઘ્નકર્તા થઇ પડે છે. આના જવાબમાં તે જે

કહે તે વિઘ્ન દૂર કરો. જો તે કંઇ ન કહે તો તેના કપાળ પર ઝપાટાબંધ થોડાક માર્જનો કરો અને પછી તેને પૂછો કે તે જોઇ શકે છે કે નહિ. જો તે ના કહે તો થોડાક વધુ માર્જનો કરો અને તે જોઇ શકશે એવું સૂચન આગ્રહપૂર્વક કરો. આ વખતે તમારે બહુ આગ્રહ કરવો. આમ છતાં આ પ્રયોગ અફળ જાય તો કાગળના ટુકડા પર એક આંકડો લખો, તે પરબીડીયામાં મૂકો અને તે તેના માથા આગળ ધરો અને તેમાં કયો આંકડો લખેલો છે તે તેને પૂછો. વળી વિધેયે જે સ્થળ જોયું હોય તેનું વર્ણન કરવાનું તેને કહો. તે જો સારૂં અને ખરૂં વર્ણન આપે તો જે સ્થળ તમે જોયું હોય અને તેણે ન જોયું હોય એવા સ્થળનું વર્ણન કરવાનું કહો. આવા દરેક પ્રયોગમાં તમે સફળ જ થશો, એવું અગાઉથી માની ન લેતા. આ પ્રયોગો કંઇ એવા નથી કે જલદી સફળ થઇ જાય. તેની પછવાડે અઠવાડીયા કે મહીના સુધી પણ મંડયા રહેવું જોઇએ. રોજનો ચાલુ મહાવરો હોવો જોઇએ અને બધું કામ ધીરજ-પૂર્વક થવું જોઇએ. આ અવસ્થાએ વિધેયને લાવવા માટે તમારે દરરોજનો મહાવરો રાખવો જોઇએ. એક મહીનો પસાર થયા પછી પણ જો તમારા વિધેયને દિવ્યદ્રષ્ટિ પ્રાપ્ત ન થાય તો વધુ પ્રયાસો

કરવાનું માંડી વાળજો કારણ કે ઘણા થોડા જ માણુસો આ અવસ્થાએ પહોંચે એવી લાયકાતવાળા હોય છે.

## પશુઓને વશ કરવાની રીત.

પશુઓને મોહિનીમુગ્ધ કરી શકાય એવું હજી પુરવાર થયું નથી કારણકે તેઓ આપણા સૂચનો બરાબર સમજી શકે નહિ અને તેઓનામાં પૂરતી એકાગ્રતા પણ હોતી નથી. તેઓને માત્ર વશ કરી શકાય અથવા તો તેઓના પર ધારી અસર પહોંચાડી શકાય. મરઘીના બચ્ચાંને સ્થિર બનાવી દેવાની રીત આવી છે. બચ્ચાંનું માથું જમીન પર અને પગ હવામાં, એવી રીતે ઉભું રાખો. તેની ચાંચ આગળથી ચાકનો સફેદ ત્રણચાર ફુટ લાંબો લીટો દોરો અને આ લીટાને છેડે એક મીણબત્તી મુકો. આ પ્રમાણે થઇ રહ્યા પછી મરઘીના બચ્ચાંને તમે છોડી મૂકશો તો પણ તે લાંબા વખત સુધી એ જ સ્થિતિમાં સ્થિર રહેશે. એક અશ્વપાળ ઘોડાઓને વશ કરી શકતો હતો. તે ઘોડાની સામે પોતાની આંખો તાકતો, તેના નસ્કોરાં દબાવતો, તેનું માથું નીચું નમાવતો અને તેના કાનમાં ફુંક મારતો. આ પ્રમાણે કરવાથી ઘોડો તેની પછવાડે પછવાડે જતો અને તેના હુકમ પ્રમાણે જ વર્તતો. કોઇપણ પશુની આંખો

સામે દ્રઢ નિશ્ચયથી જો તમે તાકી રહેશો તો તે નરમ થઇ જશે અને તેનામાં હુમલો કરવાની વૃત્તિ હશે તે પણ ચાલી જશે!

મરઘીના બચ્ચાંવાળા પ્રયોગની શોધ કરશર નામના એક પાદરીએ ઇ. સ. ૧૮૪૬માં કરી હતી. વળી સર્પોને વશ કરવામાં આવે છે એ વાત કોનાથી અજાણી છે? મદારીની બંસરીથી સર્પ કેવો મુગ્ધ થઈ જાય છે? બંસરી બજાવતા બજાવતા મદારી પોતાની બંસરી આમથી તેમ હલાવે તો સર્પ પણ તે પ્રમાણે હાલે છે એ તો ઘણાઓએ જોયું હશે. રોમાનીસ નામનો એક લેખક જણાવે છે કે કરોળીઆઓ અને બીજા ઘણા કીડાઓ ગભરાટમાં પડી જવાથી બેભાન થઇ જાય છે પણ ગભરાટનું કારણ દૂર થતાં તેઓ પાછા શુદ્ધિમાં આવી જાય છે. મી. વીન્સંટ એવો દાવો કરે છે કે તેણે અમુક નસને દાબીને બીલાડીઓને (કોઈ કોઇ વાર), કુતરાંઓને (ઘણી ખરી વાર), કબુતરોને, દરીયાઇ પક્ષીઓને, દેડકાંઓને, સર્પોને, અને ઘરોળીઓને જડાવસ્થા પ્રાપ્ત કરાવી છે.

આ પ્રકરણમાં જે જૂદા જૂદા પ્રયોગો બતાવ્યા છે તે બધામાં દિવ્યદ્રષ્ટિનો પ્રયોગ ઘણો અગત્યનો છે અને તેનો

આધાર વિચારવિનિમયના અસ્તિત્વ પર હોઈ, વિચારવિનિમયની અગત્ય તેનાથી પણ ચડે છે. આ શોધ ઘણાઓને માન્ય નથી અને તે વિષયમાં એટલું બધું શોધાયું પણ નથી માટે વાચકો! મારી તો સલાહ એવી છે કે પ્રાણવિનિમયનો અભ્યાસ પૂરો કર્યા પછી તમે આ વિષયમાં જ આગળ વધજો કારણકે તે દિશામાં તમે ઘણું કરી શકશો. કદાચ કોઇ નવીન શોધ પણ કાં ન કરી શકો ?



# પ્રકરણ તેરમું.

## શું પ્રાણવિનિમયથી અનીતિ આચરી શકાય?

Discussing the question of "Hypnotism and crime," Dr. Charles Sampson of Wimpole-street, (S. W.), who has been very successful in curing mentally-affected officers at the Prince of Wales Hospital, said: "It is an established fact that it is impossible to make a hypnotised subject carry out any suggestion that would be contrary to his ideas of right and honor.

"Take the case of a hypnotised girl whom you ask to kiss you. If she is a girl who would not kiss you in her ordinary waking state, her resistance in the hypnotic state would be a hundred times stronger.

"If something wrong were suggested to a perfectly moral person under hypnotism, such a storm of resistance would be raised that the subject might become mentally unbalanced."

DAILY MAIL.

ભાવાર્થ: "મોહિનીવિદ્યા અને અપરાધો" એ વિષય પર બોલતાં, વીમ્પલ સ્ટ્રીટવાળા ડૉ૦ ચાર્લ્સ સેમ્પસન, જેઓ લંડનની પ્રીન્સ ઓફ વેલ્સ હોસ્પીટલમાં માનસિક વ્યથાવાળા અમલદારોને સાજા કરવામાં ઘણા સફળ નિવડયા હતા, તેમણે જણાવ્યું કે આ તો એક ચોકકસ વાત છે કે મોહિનીનિદ્રામાં નાંખેલા એક વિધેય પાસે તેના સત્યાસત્યના અને સ્વમાનના વિચારોથી વિરૂદ્ધ એવા કોઇપણ સૂચનનો અમલ કરાવવો એ અશકય વાત છે.

મોહિનીમુગ્ધ થયેલી એક બાળાનો દાખલો લ્યો; જે તમને ચુંબન કરે એમ તમે ઇચ્છો છો. જો તેની જાગૃતાવસ્થામાં તે તમને ચુંબન ન કરે તેવી માનસિક વલણુવાળી તે હશે તો મુગ્ધાવસ્થામાં તેનો વિરોધ સેંકડોગણો દ્રઢ રહેશે.

એક સંપૂર્ણ નીતિમાન શખ્સને મોહિનીનિદ્રામાં લાવ્યા પછી કોઇ વિરૂદ્ધ સૂચન આપવામાં આવે તો તે એટલો સખ્ત વિરોધ બતાવશે કે તેનું માનસિક સમતોલપણું ડામાડોળ થઇ જશે.

ડેલી મેલ.

હીપ્નોટીઝમનું કે મેસ્મેરીઝમનું નામ સાંભળતાં ઘણાઓ એવા ભડકી ઉઠે છે કે તે વિદ્યા જાણનારાઓથી તેઓ હમેશાં દૂર રહે છે. તેઓ એમ માને છે કે મોહિનીવિદ્યા જાણવાવાળાઓ પોતાની વિદ્યાના બળે વ્યભિચાર કરી શકે, ચોરી કરી શકે, છેતરપીંડી કરી શકે અથવા ગમે તેવી અનીતિ આચરી શકે! ઘણા તો વળી એમ માને છે કે એ વિદ્યા ભૂતડાંઓની વિદ્યા છે અને તેમાં વશીકરણ–શક્તિ છે અને તે જાણનાર પોતાના દુશ્મનને રંજાડી શકે છે. આવી આવી ઘણી ખોટી માન્યતાઓ અને કુશંકાઓ આ વિદ્યાના સંબંધમાં પ્રચલિત છે.

આ વિદ્યાથી માત્ર આ દેશના લોકો ભડકી ઉઠે છે અને આવી કુશંકાઓ ધરાવે છે એવું કંઈ નથી. અમેરીકા અને યુરોપમાં જ્યારે એ વિદ્યાનો ઝાઝો પ્રચાર થવા લાગ્યો ત્યારે ખ્રીસ્તી

પાદરીઓએ તેની સામે લોકોને ઉશ્કેર્યા અને જાહેર કર્યું કે એ ઇલ્મ ભૂતપ્રેતોનો છે અને જે કોઇ શખ્સ તે શીખશે, તે જાણનારાને આશ્રય આપશે કે તેને પોતાને ઘેર બોલાવશે, તેને ખ્રીસ્તી ધર્મમાંથી બહાર કાઢવામાં આવશે. ધાર્મિક પાદરીઓની આવી સખ્ત વલણને લીધે મેસ્મેરીઝમનો અને હીપ્નોટીઝમનો વધુ પ્રચાર થતો અટક્યો. આજે તે જ યુરોપમાં અને અમેરીકામાં એવો સમય આવી લાગ્યો છે કે હીપ્નોટીઝમની અને મેસ્મેરીઝમની મદદ વડે ગઇ લડાઇમાં તોપના ધડાકા આદિથી બહેરા થઇ ગયેલા અથવા શરીરનું કોઇ અંગ સલામત હોવા છતાં નકામું થઇ ગયું હોય એવા હજારો દરદીઓને સાજા કરવામાં આવ્યા અને લોકોની તાજુબીનો પાર રહયો નહિ! આજે મોહિનીવિદ્યા અમેરીકામાં પૂજાય છે અને તેના એક અગત્યના વિભાગને—સૂચનક્રિયાને—તો અમેરીકનો જ વાપરી જાણે છે. દિવસે દિવસે લોકો મોહિનીવિદ્યાની કદર કરતા જાય છે અને એક દિવસ એવો આવશે કે જયારે દુનીયા પરના તમામ દરદો મોહિનીવિદ્યાથી અને પ્રાણવિનિમયથી સાજાં કરવામાં આવશે અને ઔષધિઓનો સંપૂર્ણ બહિષ્કાર કરવામાં આવશે.

આપણા દેશમાં મોહિનીવિદ્યા અને પ્રાણપ્રયોગ વિષેની કુંશકાઓ અને ખોટી માન્યતાઓ હજી સંપૂર્ણપણે નાબુદ થઇ નથી, એ મારો જાતિઅનુભવ છે. એકદા મેં મારા એક મિત્ર પર પ્રયોગ કર્યો. પ્રયોગ થતો હતો તે વખતે તેની સ્ત્રી પણ હાજર હતી. પોતાના પતિને એકાએક નિદ્રામાં અથવા તો બેભાન અવસ્થામાં પડેલો જોઇને તે બાઇથી ધીરજ રાખી શકાઈ નહિ તરત જ તે રડવા લાગી તે બિચારીના દિલમાં એમ હશે કે કોઈ બૂરી નેમથી મેં તેના પતિને કંઈ જાદુ કરી બેભાન કરી નાંખ્યો હતો! આવા બીજા ઘણા ઉદાહરણો અત્રે ટાંકી શકાય પણ ઉપલા એક દાખલા પરથી વાચકો સમજી શકશે કે આ ઇલ્મ વિષે આપણા દેશમાં હજી ઘણા લોકો તદ્દન અજાણ છે. આનું કારણ એ છે કે તેનો હજી આ દેશમાં સારો પ્રચાર થવા પામ્યો નથી. જો આ વિષયનું સાધારણ જ્ઞાન, બીજા વિષયોની માફક શાળાઓમાં ચાલતા ક્રમિક પુસ્તકોમાં બોધપાઠો મારફત આપવામાં આવે તો આ બાબતનો ઘણોખરો અંધકાર નષ્ટ થઇ જાય.

આ લેખના મથાળે ટાંકેલા ફકરા પરથી વાચકો સમજી શકશે કે હીપ્નોટીઝમથી (તેમ

જ મેસ્મેરીઝમથી) કોઈ પણ પ્રકારનું દુષ્કૃત્ય બનવું અશક્ય છે. આ કંઈ એવી વિદ્યા નથી કે તેની મદદ વડે કોઇ તવંગરને મુગ્ધ કરી તેને લૂંટી શકાય, કોઇ છોકરીને નસાડી શકાય કે કોઇનુ ખુન કરવી શકાય. આવું કોઈ પણ જાતનું, નાનું કે મોટું દુષ્કૃત્ય ઇલ્મ તવજ્-જહુથી થઈ શકે જ નહિ. ઘણાઓએ એવી વાર્તા વાંચી હશે યા એવી વાત સાંભળી હશે કે અમુક શખ્સે હીપ્નોટીઝમ વડે કે મેસ્મેરીઝમ વડે અમુક સ્ત્રી સાથે વ્યભિચાર કર્યો, અમુક તવંગર પાસેથી નાણું કઢાવ્યું કે પોતાના અમુક દુશ્મનનું ખુન કરાવ્યું. કોઇએ વળી આવી જાતના દેખાવો સીનેમાના પટ પર જોયા હશે. પણ આવો અધક-ચરો અનુભવ-અરે, આવી અફવા સાંભળનારા-ઓએ તે ઇલ્મ વિષે કશું ન જાણવા છતાં અમુક બૂરા અભિપ્રાય પર આવી જવું એ પોતાના હૃદયને છેતરવા જેવું છે અને આ ઈલ્મને ખોટી રીતે દોષિત ઠરાવવાનું પાપ વહોરી લેવા જેવું છે.

વાચકોએ આટલી વાત તો મગજમાં જરૂર કોતરી રાખવી કે તમે જે કંઇ સાંભળો તેના પર તમારે સંપૂર્ણ વિચાર કરવો અને ત્યારપછી જ તે વિષે નિશ્ચિત અભિપ્રાય બાંધવો. હવે

ઉપલા બનાવોની આપણે પદ્ધતિસર તપાસ ચલાવીશું. કોઇ પણ શખ્સ મોહિનીવિદ્યા કે પ્રાણુવિનિમય વડે વ્યભિચાર આચરી શકે નહિ, એવું એક સિદ્ધાંત તરીકે ઉચ્ચારી શકાય નહિ કારણ કે જગતમાં બધી સ્ત્રીઓ કંઇ પવિત્ર અને નીતિવાળી હોતી નથી. કેટલીક સ્ત્રીઓ બહારથી શરમાળ દેખાય છે પણ અંદરખાનેથી તેઓની વર્તણૂક સારી હોતી નથી. કેટલીક પરણેલી હોવા છતાં છુપો વ્યભિચાર આચરે છે. આવી સ્ત્રીઓ જો કોઈ કામાંધ મોહિનીવિદ્યા જાણવાવાળાના સંસર્ગમાં આવે તો તેઓ, વગર મોહિની-વિદ્યાએ વ્યભિચાર આચરવા તત્પર હોય છે તો મોહિનિદ્રામાં પડયા પછી શામાટે તે બાબતમાં વિરોધ બતાવે? તેઓને તો 'ભાવતું હતું અને વૈદે કહ્યું' એના જેવું થાય. આ પરથી આ વિષયમાં આપણને એ સાર મળે છે કે સાદી જાગૃતાવસ્થામાં વિધેયના જે સ્વભાવ અને વિચારો હોય તેનાથી ઉલટા સૂચનો જો તેની મુગ્ધાવસ્થામાં આપવામાં આવે તો તે તેની સામો થશે અને તેને અપાયેલા સૂચનોનો તે અમલ કરશે નહિ. આગળ ટાંકેલા ફકરામાં પણ આ જ બતાવવામાં આવ્યું છે.

વાચકોને આ પરથી ખાત્રી થશે કે **હીપ્નોટીઝમ** અને **મેસ્મેરીઝમ** એ કોઈ પિશાચી કે મેલી વિદ્યા નથી. તેની મદદ વડે કોઈનું બુરૂં કરી શકાય નહિ પણ તેથી તો ઉલટું ભલું કરી શકાય છે, કારણ કે આ વિદ્યા વડે જાત જાતના દરદો મટાડી શકાય છે આ વિદ્યા મનુષ્યજાતિ માટે આશિર્વાદરૂપ છે. માટે એ આશિર્વાદનો આપણાથી બને તેટલો, આપણું તથા પરનું હિત સાધવામાં આપણે ઉપયોગ કરવો જોઈએ. પ્રિય વાંચકો! હીપ્નોટીઝમનું કે મેસ્મેરીઝમનું નામ સાંભળીને હવેથી ભડકતા ના, કારણ કે એ તો એક એવી વિદ્યા છે કે જે બધા શીખી શકે; એટલુંજ નહિ પણ તે શકિત હાલ તમારામાં છે! માત્ર તે કેમ ખીલવવી અને ત્યાર પછી તેનો કેવી રીતે ઉપયોગ કરવો, એ શીખવું જ બાકી છે, જે તમે પ્રસ્તુત પુસ્તકની મદદથી શીખી શકો.



# ઉપસંહાર.

---

પ્રાણવિનિમયની સિદ્ધિ વડે કેવા કેવા પ્રયોગો થઇ શકે તથા આત્મ–કલ્યાણ અર્થે કેટલી પ્રગતિ કરી શકાય એ સઘળું આપણે આગલા પ્રકરણોમાં વાંચ્યું. આ વિધા યોગવિદ્યાનો એક ફાંટો છે એટલું તો આપણે પુરવાર કર્યું છે પરંતુ એ ફાંટાનું સંપૂર્ણ જ્ઞાન હજી કયાંઇ પ્રચલિત નથી. દિવસે દિવસે આ વિદ્યા વિષે યુરોપમાં નવી નવી શોધો થતી જાય છે.

જેવી રીતે પૃથ્વીના સંબંધમાં ગુરૂત્વાકર્ષણનો નિયમ શોધી કાઢવામાં આવ્યો છે તેવી રીતે આ વિદ્યાના સંબંધમાં એવો કોઇ નિયમ કે સિદ્ધાંત શોધી કઢાયો નથી. થોમસ ગે હડસન નામના એક લેખકે આ દિશામાં પ્રયાસ કર્યો છે અને તેણે 'Law of Psychic Phenomena' નામનું એક પુસ્તક લખ્યું છે. છતાં આમાં પણ કોઈ એક ગુરૂત્વાકર્ષણના સિદ્ધાંત જેવો સિદ્ધાંત જણાવવામાં આવ્યો નથી. આ ઇલ્મના સંબંધમાં દિવસે દિવસે જે નવી શોધો થતી જાય છે, તેમાંની એકાદ શોધ તમારે હાથે થવાની કેમ ન હોય?

વાચકોને મારી સલાહ છે કે જે આ વિદ્યા શીખવાનું શરૂ કરે તેણે તેની પછવાડે મંડયા રહીને કોઈ નવી શોધ કરવી, જેથી ચાલૂ જમાનામાં આ વિદ્યાના સંબંધમાં થતી શોધોમાં આપણે પણ આપણો યોગ્ય ફાળો આપ્યો કહેવાશે. દરેક શીખાઉ વિધાયકને આ ધ્યેય પોતાની સમક્ષ રાખીને આ ઈલ્મની તાલીમ લેવાનું શરૂ કરવાનો મારો ખાસ આગ્રહ છે; આટલા ખાતર જ આ ઉપસંહાર લખવાનું મેં યોગ્ય ધાર્યું છે. આ પુસ્તક વાંચીને થોડાક ગૃહસ્થો પણ આ વિદ્યાનો સારો અભ્યાસ કરી, તેની પ્રગતિમાં સંગીન ભાગ ભજવશે તો હું મારો પ્રસ્તુત પ્રયાસ સફળ થયલો સમજીશ. ૐ શાન્તિ.



# બળવાન બાળકી

કર્તા—રા૦ ઉછરંગરાય કે. ઓઝા.

આ નવીનવાર્તા હિંદુ સંસારનો ઘણોજ અચ્છો ચિતાર છે. પવિત્ર પ્રેમથી પ્રેરાયેલી એક અબળા બાળા કેવી સબળા છે તે અચ્છી રીતે પુરવાર થાય છે લગભગ સાડીચારસે પાના, ઘણીજ સુંદર બંધાઇ છતાં કીં. રૂ. ૩. ત્રણ.

આ પુસ્તક માટે થોડા અભીપ્રાયો :—

મી૦ ઓઝાનો આ અનુવાદ એકંદરે લેતાં ઘણોજ સફલ થયો છે......સારા ગૃહસ્થ કુટુંબોના કલુષીત રહસ્યો, સ્વાભીમાન જાળવનાર બાળીકાનું મનોબળ, ઇશ્વરની મદદ, શુધ્ધ ચરીત્રનો પ્રતાપ, પરમ પ્રેમ, આત્મયજ્ઞ વગેરે બાબતો મી૦ ઓઝાએ એવી તો સુંદર અને વખાણવાલાયક રીતે વર્ણવી છે કે એક વખત એ પુસ્તક વાંચવાને હાથમાં પકડયા પછી તે પુરૂં કર્યા વીના હાથમાંથી છેડવાનો જીવ ચાલતો નથી. (મુંબઇ સમાચાર ૧૰-૫-૨૨).

The book is well qot up and clearly printed એટલે કે આ બુક બ્યુટી ભવ્યતામાં તેમજ સફાઇદાર છપાઇમાં ઘણીજ સારી છે.

(બોમ્બે ક્રોનીકલ ૨૨-૫-૨૨.)

આખી કથામાં ભાષાની સરળતા એક બાળીકને છાજે તેવીજ રખાઇ છે..........
બહુ વાંચવા જેવી અનેક કુટુંબોમાં રાખવા જેવી છે. (હિંદુસ્તાન તા૦ ૭-૬-૨૨.)

## બેંગી કેસ અને વારંટલીલા.

જામનગરવાળા વલ્લભ સંપ્રદાયના મહારાજ વ્રજેશજીપર સાબીત થયેલ ચોરીનો આરોપ. આ સંપ્રદાયમાંથી કેટલાક ફક્ત વીષયના કીડાજ નથી ઉત્પન્ન થયા પણ ચોર અને દગાબાજ પણ નીવડયા છે તેની સાબેતી વ્રજેશજી મહારાજે જામનગરમાં પોષ્ટ માસ્તરથી મલી જઇ એક બેંગી સંબધી કરેલ દગો ફુટકો ને તે માટે શ્રીને થયેલી પાંચવર્ષની જેલયાત્રા તેમજ મુંબઇના શ્રી ઘનસ્યામલાલજી મહારાજે પોતાની સેવકીને ઉંધું ચતું સમજાવી તેના કીમતી ઝરીઆનો ઠગી લીધા તે સંબધી સ્વર્ગવાસી મેજીસ્ટ્રેટ મી. કરસનદાસ છબીલદાસની કોર્ટમાં થયેલ ફરીયાદ અને બહાર આવેલ ભોપાળું; મહારાજને "વોરંટ" કહાડી પકડાવી મંગાવેલા તે પણ તેમની એક લીલાજ! બન્ને સાથે કપડાનું પુંઠું છતાં કી. રૂ ૧—૮.

## બે મુદ્રિકા.

એક ઉત્તમ પ્રેમ કથા, આંખે પાટા બાંધી કરાતી લગ્નક્રીયા; હિંદુ સંસારમાં સ્ત્રીના પતીપ્રેમ સંબંધી ઉત્તમ ખ્યાલો. કપડાની બંધાઈ છતાં કી. રૂ. ૦-૮-૦.

## જીંદગી જોગવવાની જુગતિ.

એટલે જીંદગી અને સંસાર સંબધી પુરાતન નીતિ ઉપદેશ, કુટુંબો, નિશાળો અને સ્વસુધારાને લાયક આ પુસ્તક પ્રથમ ટીબેટ દેશના ધર્મ ગુરૂના હાથની લખેલી પોથી ઉપરથી એક ચીનાઈ ફીલસુફે ચીનાઇ ભાષામાં રચ્યું હતું, તેનો અંગ્રેજી તરજુમો થયો હતો તે ઉપરથી ગુજરાતીમાં બનાવેલી છે (બીજી આવૃતી) કપડાંની બાંધેલીના રૂ. ૧. કાગજના ૦–૧૨–૦.

## દુશ્મન દારાબ.

પ્યારમાં હારેલ મુંબઇનો શેઠીઓ આ એક પારસી સંસારી વાર્તા છે, એક આવૃતી ઘણીજ વખણાઇ અને ખપી ગઈ તેથી નવી આવૃતી છપાઇ છે. કપડાની બધાઇ સોનેરી નામ છતાં કીં. રૂ ૧–૮–૦.

## સપડાની સુના.

"એ ભરમ ના પુછો."

પારસી કોમ સુધારાને નામે કેવી આડે માર્ગે ચડે છે (જે સંબધી પારસી પત્રોમાં "પારસી કોરગા" સામે ચાલુ ચેતવણી આવે છે) તેનો વાર્તા રૂપી ચીતાર રૂ. ૧–૮–૦.

## ઝેર કોણે આપ્યું ?

### એક છુપી પોલીસની વાર્તા.

પાપી પેટને ખાતર આદમ જાત કેવા કેવા ગુનાહ કરે છે, મોહક મોહિનીની મનોહર આંખોના જાદુથી મસ્ત બનેલ માનવી કેવો પરવશ બને છે અને અતે સ્ત્રીના હૃદયમાં કુદરતે મુકેલો પ્રેમ કેવો શુદ્ધ માર્ગ લે છે. આર્ય બાળાઓમાં આત્મભોગના કેવાં ઉડાં તત્વો ભર્યા છે તેનો ઉચ્ચ ચિતાર કપડાની સુંદર બંધાઇ સોનેરી નામ છતાં કીં. રૂ. ૨-૦-૦.

## ઉદયકાન્ત

"હિમ્મતે મર્દા, મદદે ખુદા" એક હિંદુ સંસારી વાર્તા પ્રેમ માટે આત્મભોગ, દેશોધ્ધારની યોજનાઓ, સંસાર સુધારાની વ્યવહારૂ હીલચલો. આ સર્વે રસીલી વાર્તાના આકારમાં લખાએલ છે. કીંમત ફકત રૂ. ૨-૦.

## ગમગીન ગુલાં.

"નાદાન પ્યારનું નખોદીઉં પરિણામ" અણઘટતી છુટ આપવાથી સ્ત્રી જાતીની કેવી પાયમાલી થાય છે તેનો અચ્છો દાખલો આ વાર્તામાં છે. કીં. રૂ. ૧-૮-૦.

## વધૂવધ યાને સ્ત્રીનું ખૂન.

આ પણ એક છુપી પોલીસનીજ વાર્તા છે અને તેમાં ડીટેકટીવનું કામ લીકોક નામનો પ્રખ્યાત ડીટેકટીવજ બજાવે છે, એક ઓરતનું ખુન થાય છે અને તે કેવી સીફતથી શોધી કહાડે છે તે એક અજાયબી ભરેલી વાત છે. દળદાર પુસ્તક કીં. રૂ. ૨-૮-૦.

## ખુલાસે જાદુ.

જેમાં સેંકડો જુદી જુદી નાની અને મોટી રમતો, જાદુથી થતી હોય એવા દેખાતા હાથચાલાકીના ખેલો, રસાયણી-વીજલીક અને સાંચા કામની તરેહવાર કરામતો, પાનાને લગતી મનપસંદ જાદુઇ બાજીઓ, ગુપ્ત ગણત્રીઓ અને ભેદી સવાલોનું ખુલાસાવાર વર્ણન આપવામાં આવ્યું છે. ખેલોની સંખ્યા નજદીક ૨૫૦ સુધી છે. આવૃતી બીજી. કીં. રૂ. ૧-૮-૦.

## પારકે પૈસે પરમાનંદ

પાયા વગરની ઈમારતો ઉભી કરનાર સફેદ ઠગો આ દુન્યામાં ઘણા પડયા છે તેવા એક અઠંગ ઉઠાવગીરની વારતા; પકડાઇ જવાનો વખત આવતાં માથામાં "રીવોલ્વર" ફોડી કરેલ આપઘાત. દળદાર પુસ્તક રૂ. ૩-૦.

## વિલાસિની-હિંદુ સંસારી નવી વાર્તા.

આ એક ઘણીજ સારી તેમજ ખેંચાણકારક વાર્તાનું અવલોકન કરતાં જામે જમશેદ પોતાના ૪-૧૨-૧૯૧૫ ના અંકમાં લખે છે કે "રાજ-દ્વારી કાવાદાવા અને જમાનાના કપટ છંદોના બનાવોથી ભરપુર છે × × × અબલાજાતીનું શીલ સાચવનારી સાધવી સ્ત્રી વિલાસિની જે સબળપણું બજાવે છે તેનો ૯૫ મે પાને આપેલો ચિતાર ધ્યાન પુગાડવા જોગ છે. છપાઇ તથા બાંધણી સુંદર દેખાય છે" આવી સારી વાર્તા છતાં કીં રૂ ૨-૦.

## હૃદય-જીવનનો પાયો

મુંબઇ ઇલાકાના કેળવણી ખાતાએ ટ્રેનીંગ કોલેજો તથા સેકંડરી સ્કુલોમાં લાયબ્રેરી બુક તરીકે અને વડોદરા સરકારે ઇનામો અને લાય-બ્રેરીઓ માટે મંજુર કરેલી.

નીતિની અને સર્વમાન્ય ધાર્મીક સિદ્ધાંતોની સહેલી ગુંથણી From poverty to Power ના કર્તાની ઇગ્લીશ પરથી. એંટીક પેપર પર છપાયલી કીં. રૂ. ૧-૦.